


# બાળવાતો

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો, અમદાવાદ.

# શરદબાબુનાં 'રત્ન'



| | |
|---|---|
| પરિણીતા (ત્રીજી આવૃત્તિ) | ૦—૮ |
| પલ્લીસમાજ (નવલકથા) | ૧—૪ |
| છબી (ટૂંકી વાર્તાઓ) | ૧—૦ |
| ચંદ્રનાથ (નવલકથા) | ૦-૧૪ |
| સ્વામી (ટૂંકી વાર્તાઓ) | ૧—૪ |
| કાશીનાથ (ટૂંકી વાર્તાઓ) | ૧—૮ |
| સાવકી મા (નવલકથા) | ૨—૮ |
| શ્રીકાન્ત (ભા. ૧—૨) | ૩—૦ |
| શ્રીકાન્ત (ભા. ૩—૪) | ૪—૦ |
| નવીના (નવલકથા) | ૩—૦ |
| ભૈરવી ,, | ૨—૮ |
| વિપ્રદાસ ,, | ૩—૦ |
| ગૃહદાહ ,, | ૩—૦ |
| ચરિત્રહીન ,, | ૩—૮ |
| દત્તા ,, | ૨—૦ |
| વિરાજવહુ ,, | ૦-૧૦ |
| દેવદાસ ,, | ૧—૦ |
| અનુરાધા ,, | ૩—૦ |
| અરક્ષણીયા ,, | ૦—૬ |
| છૂટકારો ,, | ૧—૪ |
| નવવિધાન ,, | ૦—૬ |
| અપૂર્વ ભારતી ,, | ૩—૮ |
| શુભદા | ૨—૦ |
| ત્રણ વાર્તાઓ | ૦-૧૨ |
| બે ટૂંકી વાર્તાઓ | ૦—૪ |

[illegible]

[illegible]

ગૂર્જર ગ્રંથમાલા

પુસ્તક ૬૩મું

# શરદબાબુની બાળવાતો

હિંદભરના સર્વશ્રેષ્ઠ સાહિત્યકારોનાં સર્વોત્તમ પુસ્તકો આપતી એક માત્ર ગ્રંથાવલિ: આ તરુણ ગ્રંથાવલિના ગ્રાહકોને ગ્રંથમાલાનાં પુસ્તકો પર પચીસ ટકા કમિશન આપવામાં આવે છે.

# ગૂર્જર ગ્રંથમાલા

## બહાર પડેલાં પુસ્તકો

**કર્મભૂમિ ભા. ૧**
સ્વ. શ્રી. પ્રેમચંદજી
૨–૦–૦

**કર્મભૂમિ ભા. ૨**
સ્વ. શ્રી. પ્રેમચંદજી
૨–૮–૦

**નિરંજન**
શ્રી. ઝવેરચંદ મેઘાણી
૨–૦–૦

**રંગકેપનો દુર્ગ [પૂર્વાર્ધ]**
શ્રી. પ્રાણશંકર જોશી
૨–૦–૦

**રંગકેપનો દુર્ગ [ઉત્તરાર્ધ]**
શ્રી. પ્રાણશંકર જોશી
૩–૦–૦

**સોરઠ, તારાં વહેતાં પાણી**
શ્રી ઝવેરચંદ મેઘાણી
૨–૮–૦

**અપરાધી**
શ્રી. ઝવેરચંદ મેઘાણી
૨–૮–૦

**શા માટે બંધન?**
૧–૪–૦

**યામા**
[ નવી આવૃત્તિ ]
૪–૦–૦

# શરદબાબુની બાળવાતો

[ શરદબાબુની જીવન-ઝરમર સાથે ]



: અનુવાદક :

રમણલાલ પી. સોની.

: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

## અર્પણ



સુધા તથા નરેન્દ્રને

# નિવેદન

'છેલ્લેબેલાર ગલ્પ' એ શરદબાબુની અંતિમ કૃતિ છે: માંદગીની છેલ્લી પથારીએ પડ્યાં પડ્યાં તેમણે એ વાતો (એકાદ બે સિવાય) લખેલી: આ 'વાતો' પ્રકટ થવા મોકલતાં તેમણે 'નાનાં બાળક બાળિકાઓ પ્રતિ!' મોકલેલો સંદેશો આ નીચે ઉતારું છું:

'આ પહેલાં તમારે માટે મેં કદી વાતો લખી નથી. તમારા જે પ્રિય લેખકો છે, તેમને મોંએ સાંભળું છું કે તમને ખુશ કરવાનું કામ બહુ કઠીન છે. તેમ છતાં તંત્રી મહાશયો આગ્રહ કરે છે કે મારે થોડી વાર્તાઓ લખી આપવી. આ તો કુંભારને કુહાડી બનાવી આપવાનો હુકમ કરવા જેવું થયું! આવે સંકટ સમયે એકાએક મારા બાળ બંધુની વાત યાદ આવી. મને થયું, આજે એની જ એક બે વાતો તમને સંભળાવું. સાંભળી ખુશ થાઓ.—શરત.'

શરદબાબુના આ શબ્દો પછી મારે કંઈ જ ઉમેરવાનું રહેતું નથી.

ઈંદોર, ૧-૧૦-૩૯ અનુવાદક

પ્રેમના સિંહાસન પર જેનું અમર સ્થાન છે, તેનું
મૃત્યુ એ ખોટ નથી. દેશની ધરતી પરથી મૃત્યુએ
એને ભલે હરી લીધો, પણ દેશના હૃદયે
એને સંઘરી રાખ્યો છે.

—શ્રી. રવીન્દ્રનાથ ઠાકુર



બંગાળના હુગલી જિલ્લામાં દેવાનંદપુર નામે ગામ છે. આ નાના ગામડામાં એક વિદ્યાર્થી હતો. ભણવા કરતાં ખેલવામાં એનો જીવ વધારે હતો. નિશાળના સમયે કાં તો નદીએ માછલાં પકડવા ભાગી જાય, કે હોડી ઠેલવામાં કે હોડીને હલેસાં મારવામાં દિવસ



હોડીને હલેસાં મારવામાં દિવસ પૂરો કરે

પૂરો કરે. કોઈ કોઈ વાર વળી ખભે અંગૂછો નાખી ઘર છોડી ભટકવા નીકળી પડતો. કોણ જાણે ક્યાં ચાલ્યો જતો! ઘણે દિવસે પાછો આવે ત્યારે લોહી નીંગળતા પગ અને થાકીને નિર્જીવ થઇ ગયા જેવું શરીર હોય! ફરી એ ભણવા બેસે, પણ ફરી પાછું ભણવામાંથી ચિત્ત ભટકવા લાગે, અને એ ઘર છોડી ભમવા નીકળી પડે!

**આ** વિદ્યાર્થીનું નામ શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય.

[ જન્મ ૧૫-૯-૧૮૭૬ ] એમના પિતાનું નામ મતિલાલ ચટ્ટોપાધ્યાય.

મતિલાલ બાબુ હતા ગરીબ, હમેશાં પૈસા ટકાની તાણ ભોગવતા; પણ એમનો સ્વભાવ બહુ આનંદી હતો. બાળકોની રમતગમતમાં પણ એ ભાગ લેતા, બાળકોને ભાતભાતનાં રમકડાં બનાવી આપતા, ને રમાડતા. એમના અક્ષર ખૂબ સુંદર હતા. એ હતા પણ બુદ્ધિશાળી. કવિતાઓ ને વાર્તાઓ લખવાનો એમને શોખ હતો. ચિત્રો ચીતરવાનું પણ એમને આવડતું હતું. પરંતુ એ મિજાજના સ્વતંત્ર હતા, તેથી કોઈ નોકરીમાં ઝાઝો વખત ટકતા નહિ. વાર્તાઓ ને કવિતાઓ લખતા, પણ એકે લખાણ કદી એમણે સંપૂર્ણ કર્યું નથી.

પિતાએ અડધી લખીને પડતી મૂકેલી વાર્તાઓ બાળક શરદચંદ્ર રસપૂર્વક વાંચતો અને ખુશ થતો. પણ પિતા આ વાર્તાઓ પૂરી કેમ નથી કરતા એનું એને દુઃખ થતું, અને પોતે પોતાના મનથી એ અધુરી વાર્તાઓ પૂરી કરવાનો પ્રયત્ન કરતો. આમ કિશોરવયથી શરદચંદ્રને વાર્તાલેખનની પ્રેરણા મળી. પરિણામ એ આવ્યું કે મતિબાબુ તો કદી લેખક બન્યા નહિ, પણ તેમના પુત્ર શરદચંદ્ર વિશ્વવિખ્યાત લેખક બન્યા.

ગામડાનું ભણતર પૂરું કરી શરદચંદ્ર ભાગલપુર પોતાના મોસાળમાં આવી રહ્યા. અહીં અંગ્રેજી નિશાળમાં દાખલ થયા. બાર વર્ષની ઉંમરે ભણવામાં જો કે પાછળ નહોતા, પરંતુ રમતગમતમાં તો એમની હાક વાગતી. ભમરડા ફેરવવા, માંજો પાવો, પેચ લડાવવા, લખોટા જીતવા વગેરે અનેક રમતોમાં એમનો જોટો નહોતો. ગમે તેવી કડક ચોકી હોય છતાં રાતે કે મધરાતે બગીચામાંથી ધારેલું સીતાફળ, જામફળ કે કેરી ઉતાર્યા વગર એ રહે જ નહિ.

એમણે કેટલાક મિત્રો સાથે મળીને એક અખાડો સ્થાપ્યો હતો, પણ તેમાં 'પેરેલલ બાર'ની ઊણપ હતી. રાતોરાત શરદચંદ્રે લીલા વાંસ કાપી લાવી એ ઊણપ પૂરી કરી દીધી હતી.

રાજુ નામે એમને એક દોસ્ત હતો. ભારે સાહસિક. ગંગાના પૂરમાં પણ એ હોડી છોડી મેલતો. એને વાંસળી વગાડતાં બહુ સરસ આવડતું. એની પાસેથી શરદચંદ્ર ઘણું શીખ્યા હતા. ઝાડ ઉપર ચડીને ઊંઘવાની પણ એમણે ટેવ પાડી હતી, કારણકે કોઈ વાર જંગલમાં રાત પડી ગઈ ને વાઘવરૂ આવી ચડવાની બીક હોય તો આ વિદ્યા તે વખતે કેટલી કામ લાગે!

ભાગલપુરમાં મામાના ઘરની પાસે જ ગંગા નદી

વહેતી હતી. ભયંકર પૂરમાં પણ શરદચંદ્ર ગંગામાં ઝંપલાવતા, એવા એ કુશળ તરવૈયા હતા.

એમનો કંઠસ્વર બહુ મીઠો હતો. હારમોનિયમ અને તબલાં વગાડતાં પણ શીખ્યા હતા. એમના મધુર કંઠનાં ભજનો સાંભળી સૌ ખુશ થઈ જતા.

રામલીલા–નાટક જોવાનો એમને ભારે શોખ હતો. પોતે પાઠ પણ લેતા અને કુશળતાથી ભજવતા.

એક વખત એમના હાથમાં એક ચોપડી આવી. એમાં જાતજાતના મંત્રો લખેલા હતા. એમાં એક મંત્ર સાપને વશ કરવાનો હતો. મંત્રમાં લખ્યા પ્રમાણે એક હાથ લાંબું બીલીનું મૂળિયું એ લઈ આવ્યા, અને શોધ કરતાં એક કાળા નાગનું બચ્ચું પણ ઈંટ-નળિયાંના ઢગલામાં દેખાયું. શરદચંદ્રે તરત નજીક



નાગના બચ્ચાએ ખીજવાઈને ફેણ માંડી.

જઇ પોતાની મંત્રવિદ્યા અજમાવવા માંડી. નાગના બચ્ચાએ ખીજવાઈને ફેણ માંડી એટલે શરદ્ચંદ્રે પેલું મૂળિયું એની ફેણ ઉપર ધર્યું. મંત્રમાં લખ્યા પ્રમાણે નાગના બચ્ચાએ મંત્રવશ થઈ માથું નીચું કરી મરેલા જેવા થઈ પડી જવાનું હતું, પણ એમ કરવાને બદલે એ દુષ્ટે ફુંફાડો માર્યો. એટલામાં શરદચંદ્રના મિત્રોએ આવી બચ્ચાને મારી નાખ્યું. મંત્ર નિષ્ફળ ગયો જોઇ શરદચંદ્ર બહુ હતાશ થયા.

ઘણી વખત શરદચંદ્ર મિત્રોથી જુદા પડી ક્યાંક અલોપ થઈ જતા. એક વખત એક મિત્રે હઠ પકડી: ‘ તું કોઈ કોઇ વાર ક્યાં છુપાઈ જાય છે, તે તો કહે.’

શરદચંદ્રે ગંભીરતાથી કહ્યું: ‘ તપોવનમાં.’

‘ મને એ તપોવન દેખાડ.’

શરદચંદ્રે પહેલાં તો વાત ઉડાવવા માંડી, પણ છેવટે એને તપોવન બતાવવાનું કબૂલ કર્યું.

શરદચંદ્ર એને જંગલમાં ગાઢ ઝાડીવાળી જગ્યાએ લઈ ગયા. ચોમેર કાંટાળાં ઝાંખરાંથી જાણે કિલ્લા જેવું થઈ ગયેલું હતું. મહામુશ્કેલીથી અંદર જઇ શકાતું હતું. એ ઝાડીની વચમાં શરદચંદ્રે એક સ્થળ બતાવી કહ્યું : ‘ જો આ મારું તપોવન ! અહીં કેટલી શાન્તિ છે ! ’

મિત્ર તો આભો બની જોઈ રહ્યો.

પાછા ફરતાં શરદચંદ્રે મિત્રને કહ્યું: 'જોયું મારું તપોવન?' થોડીવાર રહી ફરી કહ્યું: 'જોજે, કદી એકલો અહીં આવતો નહિ!'

'કેમ?' મિત્રે ચમકીને પૂછયું.

'અહીં સાપનો ભય છે!'

**અ**ઢાર વર્ષની ઉંમરે શરદચંદ્રે મેટ્રિકની પરીક્ષા પસાર કરી. [ ઇ. સ. ૧૮૯૪ ] વાર્તાઓ લખવાની શરૂઆત પણ એમણે આ જ ઉંમરે કરી હતી. એક લાંબી વાર્તા લખવા પણ માંડેલી, પણ અડધી લખ્યા પછી એ ગમી નહિ, તેથી ફાડી નાખી.

અંગ્રેજી નવલકથા હવે એમણે વાંચવા માંડી. એવાં વાંચેલાં પુસ્તકો પરથી એક બે નવલકથાઓ પણ એમણે લખી નાખેલી, પરંતુ તે તેમણે કદી છપાવી નથી.

કૉલેજમાં પણ એમનો દોસ્ત રાજુ એમની સાથે હતો. નાની નાવડી લઈ એ બે મિત્રો ગંગાના પ્રવાહમાં કોણ જાણે ક્યાં વહ્યા જતા! તે શું વાતો કર્યા કરતા તેની કોઈને ખબર પડતી નહિ. ઘણી વાર પાછા ફરતાં મોડી રાત થઇ જતી.

એ જમાનામાં કૉલેજિયનો માતૃભાષામાં વાત કરવામાં કે પત્ર લખવામાં માનહાનિ સમજતા. આવડે ન આવડે પણ અંગ્રેજીમાં જ હાંકે રાખવામાં

ગૌરવ સમજતા. શરદચંદ્રને માતૃભાષા તરફ ખૂબ પ્રીતિ હતી. તે કદી કોઇને અંગ્રેજીમાં પત્ર લખતા નહિ, ઊલટું સામાને લખવાની ના કહેતા.

આવા ભાષાપ્રેમી વિદ્યાર્થીઓનું એક જૂથ એમણે જમાવ્યું, અને 'શિશુ' નામે હસ્તલિખિત માસિક પણ શરૂ કર્યું.

શરદચંદ્રના મોસાળમાં સાહિત્ય કે સંગીતની કોઈને પડી નહોતી. સૌ પરીક્ષાઓ પાસ કરી વકીલ કે ઑફિસર થવા ઈચ્છતું. શરદચંદ્રના મોટા મામા કલકત્તામાં અભ્યાસ કરતા હતા. તેમને સંગીત અને કાવ્યનો શોખ હતો. એક વખતે તેમણે કુટુંબની સ્રીઓને ભેગી કરી કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું એક કાવ્ય વાંચી સંભળાવ્યું. વાંચતાં વાંચતાં તેમની આંખમાં પાણી આવ્યાં; અને સાંભળતાં સાંભળતાં શરદચંદ્રની આંખો વહેતી થઈ. આ પ્રસંગે શરદ-ચંદ્રના જીવન પર કાયમની છાપ પાડી. પાછળથી કવિવરનાં કાવ્યોનો એમને ગાઢ પરિચય થયો અને 'લખવું તો રવીન્દ્રનાથના જેવું લખવું' એવો તેમણે મનમાં સંકલ્પ કર્યો.

પ્રસિદ્ધ બંગાળી લેખક બંકિમચંદ્રનાં પુસ્તકો શરદચંદ્રે એટલી બધી વખત અને એવા રસથી વાંચેલાં કે એ પુસ્તકો એમને જાણે મોઢે થઈ ગયાં હતાં.

એનું અનુકરણ કરવાના પ્રયત્નો પણ તેમણે કરેલા.

પણ એમના ઉપર સૌથી પ્રબળ અસર કોઈ એક ગ્રંથની થઇ હોય તો તે રવીન્દ્રનાથના 'ચોખેર બાલિ'ની છે.

ભાગલપુરમાં રાજા શિવચંદ્ર સમાજ–સુધારક હતા. તેઓ વિલાયત જઈ આવ્યા હતા, અને ઊંચ નીચનો ભેદ રાખતા નહોતા. નાચગાન, રમત–ગમત, વ્યાયામ, જ્ઞાનચર્ચા વગેરેમાં તે રસ લેતા. એક વખત તેમને ઘેર નાટકમંડળીમાં બીજા યુવાનો સાથે શરદ-ચંદ્રે ભાગ લીધો. સનાતનીઓએ સૌને નાતબહાર મૂક્યા. શરદચંદ્રના હાથનું પીરસેલું જમવાની સૌએ ના પાડી,—તેમને અસ્પૃશ્ય ગણી કાઢયા. પોતાની પ્રત્યેની આવી વર્તણુકથી તેમને લાગી આવ્યું અને તેઓ ઘર છોડી થોડો વખત ક્યાંક જતા રહ્યા. આ વખતે તેઓ કૉલેજના પ્રથમ વર્ષમાં હતા, વાર્ષિક પરીક્ષાનો વખત હતો. પરીક્ષાની તૈયારીઓ થઇ ગઈ, પરંતુ પરીક્ષામાં બેસવાની ફીના પૈસા રોષે ભરાયેલા વડીલોએ આપ્યા નહિ અને બીજી વ્યવસ્થા થઈ શકી નહિ. તેથી છેક છેલ્લી ઘડીએ પરીક્ષામાં બેસવાનું તેમને માંડી વાળવું પડ્યું. હવે તેમનો વખત શેતરંજ રમવામાં, નાટક જોવામાં, ગાવા–બજાવવામાં

કે ગપ્પાં મારવામાં જવા લાગ્યો. વચમાં વચમાં કંઈ કંઈ લખવાનું કામ પણ ચાલવા લાગ્યું.

ચૌદથી પચીસ વર્ષની ઉંમર સુધીમાં તેમણે લખેલી વાર્તાઓની સંખ્યા ઓછી નથી. તેમાંની ચાર જેટલી નવલકથાઓ તો ખોવાઈ જ ગઈ છે અને બીજી જે પ્રકટ થઈ છે તેમાં 'બડી દિદિ, ચંદ્રનાથ, દેવદાસ, કાશીનાથ' વગેરે પ્રખ્યાત વાર્તાઓ છે. આ ઉપરથી તેમની શક્તિ આટલી નાની ઉંમરે પણ કેટલી જ્વલંત હતી તેનો ખ્યાલ આવશે.

આટલું લખવા છતાં છપાવવાની એમણે કદી ઉતાવળ નથી કરી. એ લોભ એમને જાણે થયો જ નથી! એક વખત નામ કમાયા પછી કેટલાક લેખકો કાચી વયમાં લખેલાં થોથારિયાં પણ છપાવી મારે છે, તેની તુલનામાં આટલી સુંદર રચનાઓ પણ અપ્રકટ રહેવા દેનારી શરદબાબુની ધીરજ સમજવા જેવી છે.

શરદબાબુની તેવીસ ચોવીસ વર્ષની ઉંમરે ભાગલપુરમાં યુવાનોએ રવીન્દ્ર–સાહિત્યનો અભ્યાસ કરવા અને કવિતા તથા વાર્તાઓ રચવા સાહિત્ય સભા સ્થાપી હતી. શરદબાબુ તેના પ્રમુખ હતા. એ સભા 'છાયા' નામે હસ્તલિખિત માસિક પ્રકટ કરતી હતી. શરદબાબુની ઘણી રચનાઓ આ 'છાયા' અને 'શિશુ'માં પ્રકટ થઈ હતી.

ઈ. સ. ૧૮૯૬માં એમની માતા ભુવનમોહિની દેવીનું અવસાન થયું. આ વખતે કુટુંબની આર્થિક સ્થિતિ બહુ ખરાબ હતી. તેથી શરદબાબુએ એક દેશી રાજ્યમાં નોકરી લીધી. ત્યાં થોડા વખતમાં બંદૂકથી અચૂક નિશાન તાકતાં શીખી ગયા. પરંતુ એમના સ્વભાવને નોકરી માફક આવી નહિ. તેમણે એ છોડી દીધી.

તેમના પિતા મતિબાબુએ વિધવિધ રૂપ રંગ ને આકારના પથરાનું એક સંગ્રહસ્થાન ઘરમાં જમાવ્યું હતું. શરદબાબુએ પિતાથી છાની રીતે એ આખો સંગ્રહ કોઈને આપી દીધો. આથી મતિબાબુ તેમને ખૂબ વઢયા. ઠપકો સહન ન થવાથી શરદબાબુ ઘર છોડી નીકળી પડયા.

શરદચંદ્રે સંન્યાસીનો વેશ લીધો અને ફાવે તેમ



શરદચંદ્રે સંન્યાસીનો વેષ લીધો.

ફરવા માંડયું. આ ભ્રમણમાં ગરીબ-ગુરબાં, હીન-દીન દુઃખી લોકો કેવી રીતે જીવે છે, એનો એમને જાત અનુભવ થયો. આ અનુભવની એમના સુકોમળ હૃદય ઉપર પડેલી છાપ પાછળથી એમના સાહિત્યમાં ઊતરી.

સંન્યાસી વેશમાં શરદચંદ્ર પોતાને હિંદુસ્થાની તરીકે ઓળખાવતા, અને વાતચીત પણ હિંદીમાં જ કરતા.

મુઝફ્ફરપુર ગામની ધર્મશાળાના ઓટલા પર બેઠો બેઠો એક યુવાન સંન્યાસી મધુર કંઠે ગાયન ગાતો હતો. ગાયન સાંભળી એક બંગાળી યુવકનું એના તરફ ધ્યાન ખેંચાયું. એણે ઘેર જઈ ભાભીને વાત કરીઃ 'પૂછીએ તો બિહારી છું એમ કહે છે, પણ છે તો બંગાળી જ. એક દહાડો લઈ આવું? ગાયન સાંભળવાં છે? બિચારાને ખાવાપીવાની બહુ આપદા પડે છે.'

સંન્યાસીને બોલાવવામાં આવ્યો. એ શરદબાબુ હતા. એ ઘરમાં શરદબાબુ લગભગ બે મહિના સુધી રહ્યા, પણ કોઈ જાણી ન શકયું કે તે શા સારુ ઘર છોડીને આવ્યા હતા.

નિરાધાર ગરીબોની સેવા ચાકરી માટે શરદબાબુ સૌથી પહેલા દોડી જતા. મૃતના અંતિમ સંસ્કાર

કરવામાં તો તેઓ વગર બોલાવ્યે હાજર. આથી થોડા વખતમાં તે સૌના પ્રિય થઇ પડયા. મુઝફ્ફરપુરના એક જમીનદારનો પરિચય થતાં તેને ત્યાં પણ એ થોડો વખત રહ્યા હતા, અને ત્યાં એક નવલકથા લખી હતી, જે પાછળથી ખોવાઈ ગઇ હતી.

અહીં જ એમને એમના પિતાના મૃત્યુના સમાચાર મળ્યા. [ઈ. સ. ૧૯૦૩] તરત જ તેઓ ઘેર આવી પહોંચ્યા. ઘરનું ઘર તો હતું નહિ. પિતા કંઈ મૂકી ગયા નહોતા, અને ત્રણ નાનાં ભાંડુઓના ભરણ-પોષણનો ભાર માથે આવી પડયો. ત્રણે ભાંડુઓને ત્રણ જુદાં જુદાં કુટુંબમાં મૂકી પોતે કલકત્તા આવ્યા અને મળી તે નોકરી લઇ લીધી.

શરદબાબુના માસા રંગૂનના પ્રખ્યાત વકીલ હતા. એમની મદદ મળવાની ખાતરી હતી એટલે તેઓ લાંબો વિચાર કરવા થોભ્યા વગર રંગૂન જઈ પહોંચ્યા. આ વખતે એમના ખિસ્સામાં માત્ર બે રૂપિયા હતા. માસીએ ત્યાં એમનો સારો સત્કાર કર્યો.

પરંતુ નસીબ બે ડગલાં આગળ ને આગળ. માસા શરદચંદ્રને નોકરીએ વળગાડે તે પહેલાં અચાનક તેમનું મરણ થયું, અને ત્યારે ખબર પડી કે તેઓ કુટુંબને ગળા સુધી દેવામાં ડૂબેલું મૂકી

ગયા હતા. ગાડીઘોડા ને ભપકાબંધ રાચરચીલા ભર્યા ઘરબારમાં યુરોપિયન ઢબે રહેનારાં માસી એક દિવસમાં રસ્તાની ભિખારણ થઈ ગયાં! શરદબાબુએ એમને રાતોરાત રંગૂનથી વિદાય કરી દીધાં અને પોતે બૌદ્ધ ભિક્ષુ બની ભટકતી જિંદગી સ્વીકારી.

ઘણે વખતે રંગૂન પાછા આવ્યા. છેવટે, એમના સંગીતના પ્રતાપે ઓળખાણ થતાં બ્રહ્મદેશના એક મોટા સરકારી બંગાળી અમલદારે એમને સારા પગારની નોકરી અપાવી. [ ઈ. સ. ૧૯૦૫ ] ત્યારપછી રંગૂનના બંગાળી સમાજમાં પોતાના સંગીત વડે તે સારી પેઠે જાણીતા થઈ ગયા હતા.

અહીં એમણે યુરોપના મહાન વિચારકોના ગ્રંથોનો અભ્યાસ કર્યો. એક મિત્રની સોબતમાં થોડો કાળ દારૂ પણ પીતા થઈ ગયા હતા. એ બેપરવા જીવન ગાળતા. ઘરને કદી તાળું મારતા નહિ. મોડી રાતે ઘેર આવી સૂઈ જતા અને સવારમાં ચાલી નીકળતા.

એક રાત્રે આવીને જુએ છે તો ઘર અંદરથી બંધ છે. એમને નવાઈ લાગી. બારણાં ખખડાવ્યાં, બૂમો પાડી. જવાબ ન આવ્યો, પણ થોડીવારે બારણું ઊઘડ્યું. જોયું તો સામે એક છોકરી ઊભી હતી. ઊભી ઊભી આખે શરીરે થથરતી હતી!

શરદચંદ્ર એને ઓળખી ગયા. પોતાના પાડોશી

દારૂડિયા, ગંજેરી ચક્રવર્તી બ્રાહ્મણની એ છોકરી હતી. ચક્રવર્તી મોડી રાત સુધી ઘરમાં બદમાસોનો અડ્ડો જમાવતો, અને આ છોકરીને એ બધાંની તહેનાત ઉઠાવવી પડતી. બદલામાં ડોસો એને મારતો એ વધારામાં.

'અહીં કેમ?'

જવાબમાં આંસુનો ધોધ. તૂટતે સાદે છોકરીએ કહ્યું: 'મારા બાપે એક બુઢ્ઢા દારૂડિયાને મને તેની સાથે પરણાવી દેવાનું વચન આપ્યું છે. એ બુઢ્ઢા પાસેથી એમણે અત્યાર અગાઉ ઘણા રૂપિયા લીધા છે.' આમ કહી એ શરદચંદ્રના પગમાં પડી. એણે ધા નાખી: 'મને બચાવો! મારું રક્ષણ કરો!'

'આજની રાત તું અહીં રહે. કાલે વાત.' કહી શરદચંદ્ર બહારથી ઘર બંધ કરી ક્યાંક બીજે જઈ પડી રહ્યા.

બીજે દિવસે ચક્રવર્તીને સમજાવવા જતાં એણે ચોખ્ખું સંભળાવ્યું: 'આથી સારો વર બીજો કોઈ નથી મળતો.'

શરદચંદ્રે દેવાના રૂપિયા પોતે ચુકવી દેવાનું કહ્યું, ત્યારે બુઢ્ઢાએ કહ્યું: 'પણ મારે આવડી મોટી છોકરીને ક્યાં લગી રાખી મૂકવી? પરણાવવી કે નહિ?'

વધારે વકીલાત કરવા જતાં દારૂડિઆ બાપે

શરતચંદ્રને સંભળાવ્યું: 'તને જો એટલી બધી દયા આવતી હોય તો તું જ પરણવા તૈયાર થાને !'

'ભલે એમ.'

લાગણી ભર્યા હૃદયવાળા શરતબાબુએ એ છોકરી સાથે લગ્ન કર્યાં. એમને એક પુત્ર થયો હતો, પણ રંગૂનમાં ફરી પ્લેગ ફાટી નીકળ્યો અને માતા-પુત્ર બેયને ભરખી ગયો.

વચમાં વચમાં શરદબાબુ કલકત્તા આવતા હતા. એક વખત આવી એક વળતી મુસાફરીમાં સ્ટીમરમાં એક નિરાધાર બ્રાહ્મણ–કન્યા સાથે તેમને પરિચય થયો. એ બાળા સાથે એમનું બીજી વારનું લગ્ન થયું. એમનાં એ પત્નીનું નામ હિરણ્યમયી દેવી.

બંને વખત શરદબાબુનો ઘર–સંસાર ખૂબ સુખી હતો. હિરણ્મયી દેવી શરદબાબુને છાયાની માફક અનુસરતાં, તેમના તરફ ખૂબ જ ભક્તિ ભાવ રાખતાં. શરદબાબુને પણ તેમના તરફ એવો ભાવ હતો કે કેવળ તેમને જ ખુશ રાખવા તેમણે કલકત્તામાં બંગલો બંધાવ્યો હતો અને ઘેર મોટર પણ વસાવી હતી. શરદબાબુને મળવા આવનાર અસંખ્ય મિત્રો ને હિતેચ્છુઓ હિરણ્યમયી દેવીનું ભાવ ભર્યું આતિથ્ય માણીને જ પાછા ફરતા.

રંગૂનમાં નોકરીએ વળગ્યા પછી પહેલી વખત રજા લઈ તેઓ કલકત્તા આવ્યા, ત્યારનો આ પ્રસંગ છે. ત્યારે કેટલાક છોકરા આવી એમને વળગ્યા કે અમને એક વાર્તા લખી આપો.

'વાર્તાનું શું કરવું છે ?' શરદબાબુએ પૂછ્યું.

'જુઓ, અમે એક મંડળ સ્થાપ્યું છે. હવે મંડળ થયું, એટલે મંડળમાં ગાવા બજાવવાનું તો ચાલે જ ને! અને ગાવા બજાવવાનું ચાલે તો હારમોનિયમ તો જોઈએને! અમે રહ્યા છોકરાઓ, અમારી પાસે હારમોનિયમ ખરીદવાના પૈસા નથી. પણ એ મેળવવાનો અમે રસ્તો ખોળી કાઢયો છે. એક ગૃહસ્થે ઈનામી વાર્તાની હરીફાઇ ગોઠવી છે. તમે અમને વાર્તા લખી આપો. અને જો ઈનામ મળે તો અમારું કામ ફત્તેહ !'

'વાહ! અજબ નુસખો!' શરદબાબુને વાતમાં રસ પડયો.

'પણ જુઓ, વાર્તા આજે ને અત્યારે જ જોઇએ, કારણકે હરીફાઈની મુદત કાલે પૂરી થાય છે.'

ઓરડામાં શરદબાબુ કાગળ કલમ લઇને બેઠા, એમણે વાર્તા લખી આપી ત્યારે જ છોકરાઓએ એમને છોડયા. એ વાર્તાનું નામ 'મંદિર'. હરીફાઈમાં પહેલું ઈનામ એને જ મળેલું.



શરદબાબુ ઓરડામાં કાગળ અને કલમ લઈ બેઠા.

આ અરસામાં 'ભારતી' નામે માસિક પત્રમાં એમની 'બડી દિદિ' વાર્તા ક્રમશઃ પ્રકટ થતી હતી. લેખકનું નામ એમાં જાહેર કર્યું નહોતું. આવી સુંદર રચના રવીન્દ્રનાથ ઠાકુર વગર બીજા કોઈની ન હોય એમ સૌએ માન્યું. કેટલાક જઈને રવીન્દ્રનાથને આવું મોંઢામોઢ સંભળાવી આવ્યા પણ ખરા. કવિવરે વાર્તા મગાવી વાંચી જોઈ. પછી કહ્યું: 'રચના ખરેખર સુંદર છે, પણ એ મારી નથી.'

'શું એ તમારી નથી? તો એ કોની છે?' એક પ્રખ્યાત માસિક પત્રના તંત્રીએ આશ્ચર્ય સાથે ઉદ્-ગાર કાઢયા.

'કોની છે એ હું કેમ જાણું? પણ એ મારી લખેલી નથી એટલું તો હું જાણું ને!'

પછી રવીન્દ્રનાથે એ વાર્તાના લેખકનું નામ પ્રકટ કરવા 'ભારતી' ના તંત્રીને વિનંતિ કરી. વાર્તાને અંતે એ નામ પ્રકટ થયું: શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય! શરદબાબુને પોતાને આ વિષે પૂછવામાં આવતાં તેમણે કહ્યું: 'ના રે! મેં તો એવી કોઈ વાર્તા લખી નથી!' આવી એમની શરમાળ પ્રકૃતિ હતી.

રંગૂનની સાહિત્ય સભામાં એક વાર એમનું વ્યાખ્યાન ગોઠવાયું હતું, પણ સભામાં વ્યાખ્યાતાનો પત્તો જ નહિ. ઘેર પણ એ નહોતા. વ્યાખ્યાન લખીને રાખતા ગયેલા તે સભામાં વંચાયું; ત્યારે જ રંગૂનમાં સૌને ખબર પડી કે એમના ભેગો રહેતો, સાધારણ જેવો લાગતો આ કોઈ જુદો જ જીવ છે!

શરદચંદ્રે ઘણાં પુસ્તકો વસાવી પોતાને ત્યાં એક સરસ લાયબ્રેરી કરી હતી. એકવાર તેઓ ગાઢ ઊંઘમાં હતા. એવામાં કોલાહલ સાંભળી જાગી ગયા. જુએ છે તો પોતે રહેતા હતા તે ઘરના નીચલા ભાગમાં આગ લાગી હતી. આગ ઝડપથી ઉપર ફેલાતી જતી હતી. તરત જ તેમણે પોતાની પાળેલી મેના તથા સ્ત્રીઓને નીચે ઉતાર્યાં. પછી પોતાનાં લખાણ અને પુસ્તકોની પેટી ભરી, ઉપાડી, સળગતા

દાદર પર થઇને નીચે ઊતરી ગયા. ત્યાં એમને ખબર



જીવના જોખમે એ બકરીને બચાવી લાવ્યા.

પડી કે નીચેના ઘરમાં બકરી રહી ગઈ છે. તરત જ બળતા ઘરમાં તેમણે પ્રવેશ કર્યો ને જીવને જોખમે એ બકરીને બચાવી લાવ્યા. બીજી પળે ઘર તૂટી પડ્યું!

સત્તર અઢાર વર્ષની ઉંમરે શરદચંદ્રે સાહિત્ય-સાધના શરૂ કરી હતી, પરંતુ લગભગ પાંત્રીસ વર્ષની ઉંમર થતાં સુધી તેમણે કશું પોતાના નામે પ્રકટ

કર્યું નહોતું. ઈ. સ. ૧૯૧૩માં તેઓ કલકત્તા આવ્યા ત્યારે તેમના કેટલાક મિત્રોએ ‘યમુના’ નામે માસિક પ્રકટ કરવાનું નક્કી કર્યું. આ નવા માસિકમાં જાણીતા લેખકોનો સહકાર ન મળ્યો ત્યારે મિત્રોએ શરદચંદ્રને પકડ્યા. તેમણે ઘણાં વર્ષથી લખવાનું છોડી દીધું હતું, પણ મિત્રોએ ખૂબ આગ્રહ કર્યો ત્યારે તેમણે તરત તો તેમના હાથમાંથી છૂટવા માટે રંગૂન જઈને લેખ મોકલવાનું કબૂલ કર્યું. તેમણે ધારેલું કે રંગૂન ગયા પછી કોણ માગવા આવવાનું છે? પણ મિત્રોએ તો ઉપરાઉપરી પત્રો ને તારનો એવો મારો ચલાવ્યો કે એમને ફરી કલમ ઉપાડવાની ફરજ પડી. તેમણે એક ટૂંકી વાર્તા ‘રામની સુમતિ’ લખી મોકલી, તે પ્રકટ થતાં તે એક જ દિવસે પ્રખ્યાત થઇ ગયા. [ ઇ. સ. ૧૯૧૩ ] ત્યારથી જીવનના અંત સુધી કલમ એમના હાથમાં રહી.

શરદબાબુની લોકપ્રિયતા દિવસે દિવસે વધતી જતી હતી. બીજાં માસિકોના તંત્રીઓ હવે તેમની પાસે વાર્તા માટે વિનતિઓ મોકલવા લાગ્યા. એક માસિકે તો તેમની જૂની રચનાઓ શોધી કાઢી છાપવા માંડી. આ જ અરસામાં પ્રસિદ્ધ નાટ્યલેખક શ્રી દ્વિજેન્દ્ર-લાલ રોયે ‘ભારતવર્ષ’ માસિક શરૂ કર્યું. શરદબાબુ તેના નિયમિત લેખક બન્યા. ‘યમુના’નો

ફેલાવો ઘણો વધી ગયો હતો, એવામાં શરદબાબુએ 'ચરિત્રહીન' નામની નવલકથા એમાં છપાવવા માંડી. આ નવલકથાએ લોકોમાં ખૂબ ખળભળાટ ફેલાવ્યો, એટલે સુધી કે નવલકથા પડતી મૂકી 'યમુના'ને બંધ થઈ જવું પડયું. પછી 'ચરિત્રહીન' પુસ્તકરૂપે છપાયું. અને નવાઈની વાત તો એ છે કે સાડા ત્રણ રૂપિયાની કિંમતના એ પુસ્તકની એક જ દિવસમાં સાડીચારસો નકલો ખપી ગઈ! શરદબાબુનાં કેટલાંક પુસ્તકોએ રૂઢિચુસ્ત લોકોમાં ખૂબ વિરોધ જગાડેલો, પણ છેવટે એ શમી ગયો હતો.

દેશબંધુ ચિત્તરંજન દાસ 'નારાયણ' નામનું માસિક ચલાવતા હતા. તેમની માગણી પરથી શરદબાબુએ 'સ્વામી' વાર્તા તેમને લખી મોકલી. એ વાર્તાથી દેશબંધુ એટલા બધા પ્રસન્ન થઈ ગયા કે તેમણે કોરો ચેક શરદબાબુ ઉપર મોકલ્યો ને વિનંતિ કરી: 'આવી અદ્‌ભુત કલાની કિંમત કરનારો હું કોણ? તમને ફાવે તેટલી રકમ ચેકમાં ભરી દેશો.' દેશબંધુની કમાણી લાખો રૂપિયાની હતી, છતાં શરદબાબુએ માત્ર સો રૂપિયાનો જ આંકડો ભર્યો.

દેશબંધુ અને શરદબાબુનો આ પરિચય મિત્રતામાં પરિણમ્યો અને દેશબંધુની પ્રેરણાથી શરદબાબુ રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં પણ ભાગ લેતા થયા. ઇ. સ. ૧૯૨૯માં બંગ યુવક પરિષદના તેઓ પ્રમુખ બન્યા હતા. દેશબંધુએ

તેમને રાધાકૃષ્ણની એક મૂર્તિ ભેટ આપી હતી.



દેશબંધુએ તેમને રાધાકૃષ્ણની મૂર્તિ ભેટ આપી હતી.

શરદબાબુએ તેની ખૂબ ભાવથી પોતાના ઘરમાં પ્રતિષ્ઠા કરી હતી અને તેઓ નિયમિત તેની પૂજા કરતા હતા.

કેટલાંક પુસ્તકને પણ પોતાનો ઈતિહાસ હોય છે. 'પથેર દાબિ' એવું પુસ્તક છે. એક પુસ્તક-પ્રકાશકે રૂપિયા આપી એ પુસ્તક છાપવા માટે લીધું, પણ પછી હિંમત ન ચાલી; સરકાર પુસ્તક જપ્ત કરે એવો એને ડર લાગ્યો. થોડોક ફેરફાર કરવાની એણે શરદબાબુને વિનતિ કરી, પણ શરદબાબુએ કાનો માત્રા યે ફેરવવાની ના પાડી. અત્યાર સુધી શરદબાબુનાં પુસ્તકો છપાવવા માટે પડાપડી કરનારા

પ્રસિદ્ધ પ્રકાશકો પણ આ પુસ્તક છાપવાની હિંમત હારી ગયા. છેવટે બે ભાઈ઼ઓએ હામ ભીડી, ત્યારે કોઈ છાપખાનું પુસ્તક છાપી આપવા તૈયાર ન થયું. જેમ તેમ કરી પુસ્તક છપાયું, અને બંગાળમાં કદી ન થયેલો એટલો એનો સત્કાર થયો. પહેલે જ દિવસે એની એક હજાર નકલ વેચાઈ ગઈ. ત્રણ રૂપિયાની કિંમતના એ પુસ્તકની ચાર મહિનામાં આઠ હજાર નકલ ખપી ગઈ. એટલામાં સરકારે તે જપ્ત કર્યું. એ જપ્તી છેક ઈ. સ. ૧૯૩૮ સુધી રહી.

રંગૂનમાં એમણે લેખનકાર્યની ફરી શરૂઆત કરી ત્યાર પછી એમની તબિયત ત્યાં સારી રહેતી નહોતી, એટલે તેઓ રંગૂનનો વસવાટ છોડી કલકત્તામાં કાયમને માટે આવી વસ્યા, અને પોતાનાં પુસ્તકોની કમાણી પર જ જીવનભર રહ્યા.

શહેરમાં ઘર હોવા છતાં શરદબાબુ મોટો ભાગ ગામડામાં જ ગાળતા. ગામની નાની મોટી જરૂરિયાતો પૂરી પાડવામાં તે આગળ પડતો ભાગ લેતા. ગરીબોને મફત અન્નવસ્ત્ર તથા દવા પણ આપતા—ખપપૂરતું વૈદકનું જ્ઞાન પણ એમણે મેળવી લીધું હતું. વિધવાઓ અને નિરાધારોને તે હંમેશ સહાય કરવા તત્પર રહેતા.

એક દિવસ એક મિત્ર શરદબાબુને મળવા આવ્યા.

જુએ છે તો ઘરમાં ધોતિયાં ને સાડીઓનો ઢગલો પડયો હતો, અને શરદબાબુ મેજ ઉપર આનીઓ, પાવલીઓ ને બેઆનીઓની ઢગલીઓ કરતા જતા હતા. મિત્રે પૂછયું: ' શું છે આ બધું ?'

' બહેનને ત્યાં જાઉં છું.'

' પણ આટલાં બધાં કપડાં શા સારૂ ? આટલું પરચુરણ શા માટે ? બહેનને ત્યાં કંઈ વ્રત જેવું છે ?'

' ના. વ્રત નથી.'

આમ કહી ચૂપ !

મિત્રે વાત જાણવા ફરી ફરીને આગ્રહ કર્યો ત્યારે શરદબાબુ દુઃખ પામતા બોલ્યા : ' બહેનના ગામમાં ને એની આજુબાજુનાં ગામોમાં ગરીબ લોકોની કેવી દુર્દશા છે ! નથી એ લોકોને પેટપૂર ખાવાનું મળતું, નથી કપડાં મળતાં, નથી છાપરાં છાવા ઘાસ મળતું—'

આગળ એમનાથી બોલાયું નહિ, આંખો આંસુથી છલકાઈ ગઇ હતી.

**શ**રદબાબુનું હૃદય બાળપણથી ખૂબ કોમળ હતું. એવી જ કોમળતા એમના જીવનના અંત સુધી રહી. પશુ પંખીઓને પાળવાનો ને રમાડવાનો એમને ભારે શોખ હતો. નાનપણમાં જુદા જુદા રંગનાં પતંગિયાં પકડી તે પેટીમાં પૂરી રાખતા અને રોજ કાળજીપૂર્વક તે બધાંને ભાવતો ખોરાક આણી આપતા. બળતા



જુદા જુદા રંગનાં પતંગિયાં પકડી પેટીમાં પૂરી રાખતા.

ઘરમાંથી જીવને જોખમે બકરીને બચાવવાની વાત તો ઉપર આવી ગઇ છે.

રંગૂનમાં તેમણે એક સિંગાપોરી પંખી પાળ્યું હતું. તેનું નામ પાડેલું 'બાટુ બાબા.' કોઈ મિત્ર ઘેર મળવા આવતાં બાટુ હમેશાં 'આવો, બેસો!' કહી તેને આવકાર આપતો. શરદબાબુને એ ખૂબ વહાલું હતું. પોતાની પથારીમાં જ તેને માટે નાનકડી રેશમની પથારી કરતા. નાની શી મચ્છરદાની પણ રાખી હતી. તેને માટે તેમણે સોનાની સાંકળ ઘડાવી હતી. પણ એ



સિંગાપોરી બાટુ બાબા

સોનાની સાંકળે જ આખરે વેરણ બની એનો જીવ લીધો. એક દિવસ સાંકળમાં એનું ગળું ભેરવાઈ ગયું અને ભીંસથી પંખી મરી ગયું. શરદબાબુને આ મૃત્યુથી એટલો બધો આઘાત થયો કે ત્રણ દિવસ લગી તેમણે ખાધું નહિ.

અગાઉ તેમણે એક મેના પાળી હતી. તેના પર પણ તેમને એવો જ પ્રેમ હતો.

કૂતરા પ્રત્યે તેમને કોણ જાણે કેમ પક્ષપાત હતો! ગમે તેવો શેરીમાં રખડતો કૂતરો પણ તેમની લાગણી હલાવી મૂકતો. તેમના મોટર ડ્રાઈવરને તેમણે ચેતવણી આપી રાખી હતી કે ભોગજોગે જો કદી તેં કોઈ કૂતરું છૂંદી નાખ્યું તો તારી નોકરી ગઈ જાણજે.

એક દિવસ ફરતાં ફરતાં એમને ધ્યાનમાં આવ્યું કે એક કૂતરો એમની પાછળ પાછળ આવી રહ્યો છે. મેમાનને કેમ કાઢી મૂકાય? એમણે એ રઝળતા

કૂતરાને આશ્રય આપ્યો, પાળી પોષીને ઘરમાં રાખ્યો. એનું નામ પાડ્યું 'ભેલી.'

ભેલી દેખાવે રૂડો રૂપાળો નહોતો, પણ કદરૂપો હતો. એની રીતભાત પણ ન ગમે તેવી હતી. ભેલુ



કદરૂપો કૂતરો ભેલી

શરદબાબુની જાણે બરાબર ચોકીદારી કરતો—એના જેવો અંગરક્ષક મળવો મુશ્કેલ. ઘરમાં નવાસવા મુલાકાતે આવનારને ભેલુ અંદર પેસવા જ ન દેતો. પણ શરદબાબુનો અવાજ સાંભળી ડાહ્યો ડમરો બની એમના ખોળામાં જઇ બેસતો.

એક વખત એક માણસ શરદબાબુ પાસે માગતા રૂપિયા લેવા આવ્યો. શરદબાબુએ રૂપિયા ગણીને મેજપર મૂક્યા,ને પછી પોતે બીજા ઓરડામાં પોતાના કામે ગયા. પેલા ગૃહસ્થે રૂપિયા લઇ પાછા જવાની કોશીશ કરતાં જ સ્વામીભક્ત ભેલુને લાગ્યું કે આ માણસ ઉઠાવગીર છે. એણે એને બહાર નીકળવા ન દીધો, ને ભીંત

સરસો જ ચોંટેલો રાખ્યો. બહુ વાર પછી શરદબાબુ ત્યાં આવ્યા ત્યારે આ દેખાવ જોઈ ખૂબ હસ્યા. તેમણે ભેલુને બોલાવી લીધો ત્યારે જ પેલો ગૃહસ્થ છૂટવા પામ્યો.



ભેલુએ એને ભીંત સરસો જ ચોંટેલો રાખ્યો.

એક દિવસ કલકત્તામાં ઊભી બજારે આ ભેલુની પાછળ તેઓ દોડયા હતા. લોકો શું ધારશે તેનો કે પોતાની પ્રતિષ્ઠાનો તો તેમને કદી વિચારે આવતો નહિ.

એ ભેલુ માંદો પડયો ત્યારે શરદબાબુએ તેની ખૂબ સારવાર કરી. તેની પાછળ પૈસા પણ ખૂબ ખરચ્યા, પણ કશાથી તેને આરામ ન થયો. છેવટે પોતે જાતે તેને પશુઓના દવાખાને લઇ ગયા. ભેલુ હોસ્પિતાલમાં રહ્યો ત્યાંસુધી દરરોજ શરદબાબુ એને મળવા જતા,

ને ભૂખતરસનું ભાન ભૂલી એની સામે જ ભીની નજરે જોઈ રહેતા.

છેવટે ભેલુ મરી ગયો. શરદબાબુએ વિધિપૂર્વક તેને દફનાવી તેની સમાધિ ચણાવી. તે દિવસે 'ભારતવર્ષ'ના તંત્રી શ્રી જલધર સેન તેમને મળવા આવ્યા ત્યારે શરદબાબુ દોડતા તેમને વળગી પડયા ને રડી પડી બોલ્યાઃ 'મારો ભેલુ ગયો!' જાણે અતિ નિકટનું સ્વજન ગુજરી ગયું હોય એવો ભારે આઘાત તેમને ભેલુના મૃત્યુથી લાગ્યો હતો

તેમણે ઘેર એક બકરી પાળી હતી. એ બકરીને બે બચ્ચાં હતાં. બંને બકરા હતા. બંનેને તેમણે ખૂબ વહાલથી સાચવ્યાં હતાં. એકનું નામ 'બડામિયાં' ને બીજાનું નામ 'છોટામિયાં' રાખ્યું હતું.



બડામિયાં અને છોટામિયાં, તેમની અમ્મા સાથે

એમના બગીચાના તળાવનાં માછલાં સુદ્ધાં શરદબાબુને ઓળખતાં હતાં. બે માછલીઓ તો એમના પર ખૂબ વહાલ રાખતી. ચોમાસામાં તળાવ ઉભરાઈ

ગયું ને એ માછલીઓ તણાઇ ગઈ ત્યારે એમને બહુ દુઃખ થયું હતું. આવો જ એમનો પ્રેમ બિલાડી, નોળિયા વગેરે તરફ હતો.

**શ**રદબાબુ માત્ર ટૂંકી વાર્તા અને નવલકથાના જ લેખક નહોતા. નાનપણથી તેમને અભિનયનો શોખ હતો, અને નાટકો તરફ પ્રીતિ હતી. આ વખતે બંગાળની રંગભૂમિ પર સારાં નાટકો નહોતાં. તેવામાં કેટલાક ઉત્સાહી પુરુષોએ શરદબાબુની કેટલીક નવલકથાઓને નાટક રૂપે રંગભૂમિ પર ભજવી. આથી ઉત્સાહમાં આવી શરદબાબુએ પોતે પોતાની ચાર કૃતિઓ નાટક રૂપે લખી આપી. એમની અનેક કૃતિઓ રંગમંચ પર ભારે સફળતાપૂર્વક ભજવાઇ છે.

આ સફળતા જોઈ ચિત્રપટવાળાઓનું ધ્યાન પણ તે તરફ દોરાયું. પહેલાં કેટલીક કૃતિઓ મૂક ચિત્રપટ પર ઊતરી, ત્યાર પછી તે બોલપટ પર આવી. 'દેવદાસ'ને તો અપૂર્વ ફતેહ મળી. આ રીતે તેમની છ સાત કૃતિઓ બોલપટ પર ઊતરી ચૂકી છે.

નિબંધો પણ તેમણે લખ્યા છે. તે પરથી તેમના વાચન અને ચિંતનનો ખ્યાલ આવી શકે છે. 'નારીનો ઇતિહાસ' નામે તેમનો એક નિબંધ–ગ્રંથ રંગૂનમાં ઘરને આગ લાગી ત્યારે બળી ગયો હતો. એ ઉપરાંત બીજું પણ કેટલુંક સાહિત્ય હજી અપ્રકટ પડ્યું હશે.

હિંદની જ ભાષાઓમાં નહિ, પણ યુરોપની ભાષાઓમાં પણ તેમનાં પુસ્તકો અનુવાદિત થઈ પ્રકટ થયાં છે; અને જગતભરના શ્રેષ્ઠ વાર્તાકારોમાં તેમણે સ્થાન પ્રાપ્ત કર્યું છે.

શરદબાબુને અફીણ ખાવાની ટેવ રંગૂનમાં પડી હતી, તે કદી ગઈ નહિ. ચા તેઓ ખૂબ પીતા; એકી સાથે આઠ દશ પ્યાલા પણ ગટગટાવી જાય. હુકા વિના તેમને ચાલતું નહિ. લખતી વખતે પણ હુકો ગગડાવતા જતા. લખવા માટે ગમે તેવા હલકા કાગળ તે કદી વાપરતા નહિ—કાગળ સુંદર ને કલમ પણ કીમતી જોઈએ. કોઈ કોઈ વાર ફાઉન્ટન પેન કે એવી ઉપયોગી ચીજ તેઓ મિત્રોને ભેટ પણ મોકલતા.

તેમના એક ભાઈ, પ્રભાસચંદ્ર વેદાનંદ નામ ધારણ કરી સંન્યાસી થઇ ગયા હતા અને રામકૃષ્ણ મઠમાં જોડાયા હતા. તેમનું અવસાન શરદબાબુને ઘેર થયું હતું. શરદબાબુએ તેમને અગ્નિદાહ દઇ તેમની સમાધિ ચણાવી હતી. આ વાતની ખબર પડતાં મઠમાંથી એક સંન્યાસી આવ્યો ને શરદબાબુને ઠપકો દેવા લાગ્યો કે તમે અમારા સ્વામીજીનો મૃતદેહ અમને કેમ ન સોંપ્યો ? શા સારુ તમે એનો અગ્નિદાહ કર્યો ?

‘શા સારુ ? ભૂલી ગયા બાબા, કે એ મારો માનો જણ્યો ભાઇ હતો ! તમે એના કોણ ?’

સ્વામીજી એકદમ ગુસ્સે થઇ ગયા. એ જોઇ શર-

દબાબુએ કહ્યું: 'તમારો એક ભાઈબંધ અહીંયાં છે. લઈ જાઓ એને!' આમ કહી એમણે બૂમ મારી! 'સ્વામીજી! સ્વામીજી!'



આમ કહી એમણે બૂમ મારી: સ્વામીજી! સ્વામીજી!

તરત જ એક રૂષ્ટ પુષ્ટ બોકડો ત્યાં દોડી આવ્યો. શરદબાબુએ એને બતાવી કહ્યું: 'આ રહ્યો, લઈ જાઓ એને. સ્વામી, જા, તને આ તેડવા આવ્યા છે.'

શરદબાબુનાં પત્ની હિરણ્મયી દેવી અતિથિ સત્કાર માટે ખૂબ જાણીતાં છે. શહેરમાં મકાન છતાં ખૂબ નાના ગામડામાં તેઓ રહેતાં હતાં. વેળા કવેળાએ ગામડામાં મેમાનો આવી ચડે તેમને માટે ભોજન પ્રબંધ કર્યા વગર તેઓ રહેતાં નહિ. વ્રત, ઉપવાસ, પૂજા, દાન ધર્મ, સેવા વગેરેમાં તેમને ખૂબ શ્રદ્ધા હતી. તેમને

કોઈ સંતાન નહોતું, પણ શરદબાબુના નાનાભાઇ પર તેઓ પુત્રવત પ્રેમ રાખતાં હતાં.

શરદબાબુને જાહેર સભાઓમાં ભાગ લેતાં બહુ સંકોચ થતો. કલકત્તા યુનિવર્સિટિએ એમની સાહિત્યસેવા બદલ એમને સુવર્ણચંદ્રક આપવાનો ઠરાવ કર્યો, અર્પણવિધિ માટે સભા થઈ, પણ શરદબાબુનો જ પત્તો નહિ! આવું ઘણી વખત બનતું.વખત જતાં તેઓ સભાથી ટેવાવા માંડયા હતા, પણ ભાષણ કરવાનું એમને કદી ફાવતું નહિ. તેઓ કહેતા: ‘ભાષણ કરવું પડશે એ સાંભળતાં જ મારા પેટમાં ધ્રાસકો પડે છે.’

કોઇપણ યુનિવર્સિટી આપી શકે તેવી ઊંચામાં ઊંચી પદવી તે ડૉકટર [સાધારણ વિદ્વાન]ની છે. શરદબાબુના અવસાનના થોડા સમય પહેલાં જ તેમને આ પદવી ઢાકા યુનિવર્સિટીએ આપી પોતાનું ગૌરવ વધાર્યું હતું.

શરદબાબુને પચાસ વર્ષ થયાં ત્યારથી તેમની જયંતી બંગાળમાં ઘણી જગાએ ઉજવાતી હતી. એમની સત્તાવનમી જન્મતિથિ આખા બંગાળે ભારે ધામધૂમ પૂર્વક ઊજવી હતી.

એમનાં કેટલાંક પુસ્તકોથી ઉશ્કેરાઈ જઈ કેટલાક લોકો એમના પર સાચા ખોટા આક્ષેપો કરતા. કોઈ કહેતું કે શરદબાબુ સમાજ વ્યવસ્થાનું ઉચ્છેદન કરવા માગે છે; કોઇ કહેતું, તેઓ નીતિનિયમને તુચ્છ ગણે છે; કોઈ કહેતું, તેઓ પાપીઓને ચડાવે છે. શરદબાબુએ

આ નિંદાનો કદી જવાબ દીધો નથી. તેઓ કહેતાઃ 'મને એવું મન જ થતું નથી. આત્મરક્ષાને નામે પણ સામા માણસનું અપમાન કરવું એ મારાથી સહન જ થતું નથી.' આ સંબંધમાં કવિવર રવીન્દ્રનાથ ટાગોરના આ શબ્દો તેઓ સંભળાવતાઃ 'જે અસ્ત્ર વડે એ લોકો લડાઈ કરે છે તે અસ્ત્રને તો મારાથી અડાય સુદ્ધાં નહિ!'

ઘણાં વરસથી તે હરસના વ્યાધિથી પીડાતા હતા. કેટલીક વખત કલાકોના કલાકો સુધી તેમને વ્યથા રહેતી. છતાં જ્યારે વ્યાધિની વાત નીકળતી ત્યારે હમેશાં તે રમૂજ કરતા. કહેતાઃ 'આ હરસ આટલા દિવસ મારે આશ્રયે રહ્યા છે, હવે હું એમને નિરાધાર કરું તો કૃતઘ્ન કહેવાઉં.'

પણ છેવટે હરસનો વ્યાધિ તો, ગયો ત્યારે માથાનો દુખાવો શરૂ થયો. ઘણા ઉપચારો કરવા છતાં આ દરદની પીડા ઓછી થઈ નહિ. દરદને લીધે તેમનાથી લખવા વાંચવાનું કામ પણ થતું નહોતું, તેથી તેમને વધારે લાગતું. દાક્તરોએ કિરણોપચાર કર્યા, ઘણી વખત ચશ્માં બદલાવ્યાં, પણ તેથી કંઈ લાભ થયો નહિ.

ધીમે ધીમે તાવ લાગુ પડયો. દાક્તરોએ કહ્યું, મેલેરિયા લાગુ પડ્યો છે, હમણાં જ એને હાંકી કાઢીએ

છીએ. પણ તબિયત બગડતી જ ચાલી. ત્યારે ડૉક્ટરોએ કહ્યું: ના, ના, મૅલેરિયા નથી.

થોડો વખત આરામ થયો. પણ ફરી પાછી તબિયત બગડી; ખાધેલું પચે નહિ. દાક્તરોએ ઘણા ઉપાયો અજમાવ્યા, પણ રોગ વધતો ગયો. 'લાલુ, દેવઘરનું સ્મરણ' વગેરે વાર્તાઓ તેમણે આ અરસામાં લખેલી છે. દવા ને હવાને નામે ગામડું અને શહેર વચ્ચે ઘણા આંટા ફેરા ખાધા, પણ તબિયત બગડતી જ ગઈ. છેવટે એક દાક્તરે સાચી ચિકિત્સા કરી. તેણે કહ્યું: 'કેન્સર થયું છે, ને હોજરીને લાગુ પડ્યું છે.'

સ્થિતિ ખૂબ ગંભીર થઈ પડી. ખોરાક બિલકુલ લઈ શકાતો નહિ. પાણી સુદ્ધાં પેટમાં ટકતું નહિ. ઓપરેશન કરવામાં પણ જોખમ હતું. રોગ કરતાં ભૂખને લીધે જ મૃત્યુ નીપજે એવી સ્થિતિ ઊભી થઈ. દાક્તરોએ નિરુપાયે આંતરડાંમાં શસ્ત્રોપચારની મદદથી પ્રવાહી ખોરાક આપવાનો નિર્ણય કર્યો. પણ શસ્ત્રોપચાર કરતાં જતાં જ પ્રાણ ઊડી ગયા તો? દાક્તરોને ગભરાતા જોઈ શરદબાબુ બોલી ઊઠ્યા: 'ડરશો નહિ, હિંમતથી જે કરવું હોય તે કરો. હું રોતલ નથી.'

ઓપરેશન થયું. રબરની નળી વાટે પ્રવાહી ખોરાક અપાવા માંડ્યો. પણ શરીરમાં લોહી નહોતું. શરદબાબુ-

ના નાનાભાઈ પ્રકાશચંદ્રના શરીરમાંથી બે દિવસ સુધી લોહી પૂરવામાં આવ્યું. સ્થિતિ કંઈક સુધરતી ચાલી. પણ એ ખોટો ઉજાસ હતો. ઑપરેશન પછી પાંચમે દિવસે સવારે દશ વાગે તેમનું અવસાન થયું. [ ૧૬ જાન્યુઆરી ૧૯૩૮ ] આ વખતે તેમની ઉંમર એકસઠ વર્ષની હતી. વિરાટ સરઘસ રૂપે તેમના મૃત દેહને સ્મશાને લઈ જઇ અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો.

આખા બંગાળે અને હિંદે તેમના મૃત્યુથી ભારે ખોટ અનુભવી.

રમણલાલ સોની

# વાર્તા—ક્રમ





# લાલુ

નાનપણમાં મારો એક ગોઠિયો હતો. એનું નામ લાલુ. અરધા સૈકા પહેલાં એટલે કે, તમે બરાબર કલ્પી યે નહિ શકો એટલા બધા વખત પહેલાં અમે એક નાની બંગાળી નિશાળમાં એક વર્ગમાં સાથે ભણતા હતા. અમારી ઉંમર તે વખતે દસ અગિયારની હતી.



રબરનો સાપ બતાવી એક વખત માને બીવડાવી હતી

માણસને ખીવડાવવાની, સપડાવવાની કેટકેટલી યુક્તિઓ લાલુના મગજમાં હશે તેનો કંઈ હિસાબ નથી. એની માને રબરનો સાપ દેખાડી એક વખત તેણે એવી તો ગભરાવી નાખી હતી કે બિચારીનો પગ મચકોડાઈ ગએલો અને પાંચ સાત દિવસ લગી તેને ખોડંગતાં ચાલવું પડેલું. મા ગુસ્સે થઇને બોલી: 'એના વાસ્તે એક માસ્તર રાખવો છે. સાંજે આવી એને ભણવા બેસાડે, પછી તોફાન કરવાનો એને વખત જ ક્યાંથી મળશે ?'

આ સાંભળી લાલુના પિતા બોલ્યા: 'નહિ.'

કારણકે એ પોતે કદી માસ્તર પાસે ભણેલા નહિ. પોતાની જ મહેનતથી ઘણું દુઃખ વેઠી લખવા વાંચવાનું શીખી આજે તેઓ એક મોટા વકીલ બન્યા હતા. એમની એવી ઈચ્છા હતી કે એમનો છોકરો પણ એમની જ પેઠે વિદ્યા પ્રાપ્ત કરે, પરંતુ એક શરતે કે જે દિવસે લાલુ વર્ગની પરીક્ષામાં પહેલો નંબર ન રાખી શકે તે દિવસથી એને ઘેર ભણાવવા માસ્તર રાખવો. એ વખતે તો લાલુ બચી ગયો, પરંતુ મનમાં ને મનમાં એ મા ઉપર ખૂબ ખિજાઈ ગયો હતો. કારણકે હજી યે મા એની ગરદન પર માસ્તર બેસાડવા મથતાં હતાં. અને લાલુ સમજતો હતો કે ઘેર માસ્તર બોલાવવો અને પોલિસ બોલાવવો બંને સરખાં.

લાલુના બાપ પૈસાદાર ગૃહસ્થ હતા. થોડાં વરસ થયાં જૂનું ઘર ઉકેલી ત્રીજો માળ બંધાવ્યો હતો. તે દિવસથી લાલુની મા નંદરાણીની ઈચ્છા પોતાના ગુરુદેવને એ ઘરમાં બોલાવી એમની ચરણરજ લેવાની હતી. પરંતુ વૃદ્ધાવસ્થાને લીધે, ફરિદપુરથી આટલે દૂર આવવાનું ગુરુદેવથી બનતું નહિ.

આ વખતે એ સુયોગ આવ્યો. સૂર્યગ્રહણ નિમિત્તે ગુરુદેવ સ્મૃતિરત્નજી કાશી આવ્યા હતા. ત્યાંથી તેમણે લખી જણાવ્યું કે પાછા ફરતાં નંદરાણીને આશીર્વાદ દેતો જઈશ.

લાલુની માનો આનંદ માતો નથી. સત્કારની તૈયારીઓમાં તે લાગી ગઇ. આટલે દિવસે મનની કામના પાર પડશે, ગુરુદેવની ચરણરજ આંગણામાં પડશે, ઘર પવિત્ર થઈ જશે.

નીચેના વિશાળ ખંડમાંથી સરસામાન ખસેડવામાં આવ્યો. ગુરુદેવને સૂવા નવો પાટીનો ખાટલો અને નવું જ બિછાનું તૈયાર થઈ આવ્યું. આ જ ખંડમાં એક ખૂણે તેમની પૂજાપાઠની જગ્યા કરવામાં આવી, કારણ કે દેવસેવા ત્રીજે માળ હતી અને એટલું ચડતાં ઊતરતાં એમને ભારે કષ્ટ થવાનો સંભવ હતો.

કેટલાક દિવસ પછી ગુરુદેવ આવી હાજર થઇ ગયા. પરંતુ કેવો દુર્યોગ! આકાશ કાળાં વાદળાંથી

છવાઈ ગયું: વાવંટોળ પણ એવો ને વરસાદ પણ એવો, બિલકુલ અટકે જ નહિ!

આ તરફ મિષ્ટાન્ન વગેરે તૈયાર કરવામાં, ફળમૂળ ગોઠવવામાં લાલુની માને શ્વાસ મૂકવા જેટલો વખત મળતો નથી. છતાં સ્વહસ્તે જ વાળીઝૂડી સાફ કરી મચ્છરદાની ચડાવીને એ બિછાનું તૈયાર કરી ગઈ.

અનેકાનેક વાતોચીતોમાં રાત પડી ગઈ. મુસાફરીના શ્રમથી થાકેલા ગુરુદેવ આહારાદિથી પરવારી સૂઈ ગયા. નોકરચાકર ચાલ્યા ગયા. સુકોમળ શય્યાની સાફસૂફી જોઇ, પ્રસન્ન થઈ ગુરુદેવે મનમાં ને મનમાં નંદરાણીને આશીર્વાદ આપ્યા.

પરંતુ મધરાતે ઓચિંતાની ગુરુદેવની ઊંઘ ઊડી ગઈ. ધાબામાંથી ચૂઈ મચ્છરદાનીમાં થઈ પાણી તેમના સુપરિપુષ્ટ પેટની ઉપર ટપકતું હતું! આહ! કેવું હિમ જેવું પાણી! હાંફળા હાંફળા પથારીમાંથી બહાર નીકળી આવી તેમણે પેટ લૂછી નાખ્યું, ને બોલ્યા: 'નંદરાણીએ નવું મકાન તો બંધાવ્યું, પણ પશ્ચિમ દેશની સખત ગરમીને લીધે, એટલામાં તો ધાબામાં ફાટ પણ પડી લાગે છે!'

પાટીનો ખાટલો વજનદાર નહોતો. તેથી મચ્છરદાની સાથે એને ખંડમાં બીજે ખૂણે ખેંચી જઈ એ ફરી સૂઈ ગયા. પરંતુ અરધી મિનિટથી વધારે

વાર નહિ થઈ હોય, આંખ હજી હમણાં જ મીંચી છે ત્યાં તો વળી એ ચાર ટીપાં એવું જ ઠંડું પાણી ટપ ટપ ટપ ટપ કરતું પેટ ઉપર બરાબર એ જ જગાએ આવી પડયું. ગુરુદેવ સ્મૃતિરત્ન પાછા



સ્મૃતિરત્નના પેટ ઉપર ટપ ટપ કરતું પાણી ટપકવા લાગ્યું

ઊઠયા, વળી ખાટલો ખેંચી બીજી તરફ લઈ ગયા, ને બોલ્યાઃ 'અંહ, ધાબું ચારે ખૂણે ફાટયું લાગે છે.'

વળી સૂઇ ગયા, વળી પેટ ઉપર પાણી ટપ ટપ કરતું પડયું. વળી ઊઠી પેટ પરનું પાણી લૂછી નાખી ખાટલો ખેંચી બીજે ખૂણે લઈ ગયા, પરંતુ સૂતાં વેંત જ પાછું ટપ ટપ પાણી પડવા લાગ્યું ! વળી

ખાટલો ખેંચી બીજી તરફ લઈ ગયા, પરંતુ ત્યાં પણ તેવું જ થયું.

જોયું તો પથારી પણ ભીની થઇ ગઈ હતી. હવે સૂવાનું ફાવે તેમ નહોતું. સ્મૃતિરત્નજી મુંઝવણમાં પડયા. ઘરડું માણુસ, અજાણ્યા ઘેર બારણું ઉઘાડી બહાર જવામાં પણ બીક, અને અંદર રહેવું પણ જોખમકારક. ન કરે નારાયણ ને કદાચ ધાબું ભાંગી માથા પર તૂટી પડે તો! બીતાં બીતાં બારણું ઉઘાડી પરસાળમાં આવ્યા. ત્યાં એક ફાનસ જોકે બળતું હતું, પણ ક્યાંયે કોઇ નહોતું, ઘોર અંધકાર !

જેવો વરસાદ તેવો વાવંટોળ. ઊભા રહેવું ભારે પડે! ક્યાં હશે નોકર ચાકર, ક્યાં એ લોકો સૂતા હશે, કંઈ જ ખબર નહોતી. ચિત્કાર કરી બૂમ પાડી જોઈ, પરંતુ કોઇનો યે જવાબ આવ્યો નહિ.

એક ખૂણે એક પાટલી (બેન્ચ) હતી. લાલુના પિતાના ગરીબ અસીલો જ તે પર બેસતા. ન છૂટકે ગુરુદેવ તે પર બેઠા. સ્વમાન ખૂબ ઘવાયું હોય એમ દિલમાં લાગ્યું, પરંતુ થાય શું! ઉત્તર દિશાના પવનથી વરસાદના છાંટા આવવા સંભવ હતો. ટાઢથી શરીર થર થર ધ્રૂજતું હતું. ધોતિયાની પાટલીનો છેડો શરીરે વીંટી લઈ, બે પગ બને તેટલા પેટ સરસા ખેંચી, બની શકે તેટલો આરામ લેવાની તેમણે

તૈયારી કરી લીધી. અનેક પ્રકારની હાડમારીઓ અને હેરાનગતીને લીધે શરીર અવશ બની ગયું હતું, મન ખાટું થઈ ગયું હતું: ઊંઘથી આંખનાં પોપચાં ભારે થઈ ગયાં હતાં. અણુટેવાએલું ભારે ભોજન અને રાતના ઉજાગરાને લીધે એકાદ બે ખાટા ઓડકાર પણ આવી ગયા. હવે દુઃખની અવધિ આવી ગઈ.

એવામાં ઓચિંતો નહિ ધારેલો એવો નવો ઉપદ્રવ શરૂ થયો. પશ્ચિમ દેશના મોટા મોટા બે મચ્છરે કાનની પાસે આવી ગાન શરૂ કરી દીધું. આંખનાં પોપચાંએ પહેલાં તો એમની પરવા ન કરી, પરંતુ મન શંકાથી ભરાઈ ગયું. શી ખબર કેટલા હશે સંખ્યામાં! માત્ર બે જ મિનિટ ને અચોક્કસ વાત ચોક્કસ થઈ. ગુરુદેવ સમજ્યા કે સંખ્યામાં તેઓ અસંખ્ય છે. એ મહા પ્રવાહની ઉપેક્ષા કરે એવો વીર જગતમાં કોઈ નથી.

જેવી એમના ડંખની બળતરા, તેવી જ પાછી ખણુજ!

સ્મૃતિરત્ને એકદમ એ સ્થાનનો ત્યાગ કર્યો, પરંતુ મચ્છરોએ એમનો સાથ છોડયો નહિ. ઓરડામાં જેવું પાણીને લીધે થયું હતું, તેવું જ ઓરડા બહાર મચ્છરને લીધે થયું. હાથપગ નિરંતર પછાડયા કરીને,

કોઈ રીતે ય તેમનો હલ્લો ખાળી શકાયો નહિ.

સ્મૃતિરત્નજી આમથી તેમ દોડાદોડી કરવા લાગ્યા. એટલી ઠંડીમાં પણ તેમના શરીર પર પરસેવો વળ્યો. ગળું ખોલી બૂમ પાડવાની ઈચ્છા તો થઈ, પરંતુ છેક બાલીશ કહેવાશે એમ ધારી એ વિચાર માંડી વાળ્યો. તેમણે કલ્પનામાં જોયું તો નંદરાણી સુકોમળ શય્યા ઉપર મચ્છરદાનીમાં આરામથી સૂતેલી છે. ઘરનાં સૌ પોતપોતાની જગાએ ખૂબ નિશ્ચિન્ત મને સૂતાં છેઃ માત્ર એમની એકલાની જ દોડાદોડીનો પાર નથી.



ભીંતની અંઢોઅઢ બેસી રહ્યા

ક્યાંક ઘડિયાળમાં ચાર વાગ્યા. સ્મૃતિરત્નજી બોલ્યાઃ 'કરડો બેટાઓ, કરડો ! કરડાય એટલું કરડો ! હવે બહુ થયું.'

આમ કહી પરસાળમાં એક ખૂણે પીઠનો ભાગ બને એટલો બચાવી ભીંતની અડોઅડ બેસી રહ્યા. મનમાં બોલ્યાઃ 'સવાર સુધી જો પ્રાણ ટકે તો આ અભાગિયા દેશમાં હવે રહેવાનો નથી. પહેલી જ

ગાડીએ દેશમાં ચાલ્યો જઈશ. અહીં આવવાનું કેમ મન નહોતું થતું, એ હવે સમજાઈ ગયું.'

જોતજોતામાં સર્વ સંતાપને હરનારી નિદ્રામાં તેમનું આખી રાતનું બધું દુઃખ ભુંસાઇ ગયું. સ્મૃતિ-રત્નજી બેભાન જેવા થઈ ગયા.

આ તરફ નંદરાણી સવાર થતાં પહેલાં જ ઊઠી હતી, કારણકે ગુરુદેવની સેવામાં વખતસર હાજર થઇ જવું જોઇએ. રાત્રે ગુરુદેવે સહેજ નાસ્તો માત્ર કર્યો છે, જોકે પચવામાં ભારે—તોપણ મનમાં તેને લાગતું હતું કે બરાબર ભોજન થયું નથી. આજે દિવસે અનેક પ્રકારે એ ઊણપ ભરી કાઢવી જોઈશે.

તે નીચે આવી. જોયું તો બારણું ખુલ્લું હતું. ગુરુદેવ પોતાના કરતાં વહેલા ઊઠયા છે ધારી એને જરા શરમાવા જેવું લાગ્યું, પણ ઓરડામાં પ્રવેશી જોયું તો ગુરુદેવ ન મળે! પરંતુ આ શું? દક્ષિણ તરફનો ખાટલો ઉત્તર તરફ છે. એમની કેનવાસની બેગ બારીમાંથી વચ્ચોવચ આવી પડી છે. લોટી, આચમની, આસન વગેરે પૂજા આહ્નિકની સામગ્રી બધી ગમે તેમ સ્થાનભ્રષ્ટ પડેલી છે. કારણ કંઈ જ સમજાયું નહિ.

બહાર આવી તેણે નોકરચાકરોને બૂમ મારી, પણ

કોઇ હજી ઊઠયું નહોતું. તો ગુરુદેવ એકલા ગયા ક્યાં? ઓચિંતી નજર પડી. આ શું? એક ખૂણે આછા ઉજાશવાળા અંધારામાં માણસ જેવું કંઈક બેઠેલું હતું! હિંમત કરી જરા પાસે જઈ ઝૂકીને જોયું તો પોતાના ગુરુદેવ! અજાણ્યા ભયથી તે ચીસ પાડી ઊઠી: 'ગુરુદેવ! ગુરુદેવ!'

ઊંઘ ઊડી જતાં સ્મૃતિરત્નજીએ આંખો ઉઘાડી, પછી ધીરેધીરે ટટાર થઈને બેઠા. નંદરાણીએ બીકથી, ચિંતાથી, લજ્જાથી રડી પડી પૂછ્યું: 'ગુરુદેવ, આપ અહીં ક્યાંથી?'

સ્મૃતિરત્નજી ઊઠી ઊભા થઈ બોલ્યા: 'આખી રાત હેરાન હેરાન થઈ ગયો, મા!'

'શાથી, બાબા?'

'નવું ઘર ભલે બંધાવ્યું, મા, પણ ધાબું ક્યાંયે સાજું નથી. આખી રાત વરસાદ બહાર તો પડયો નથી, પડ્યો છે આ મારા શરીર ઉપર. ખાટલો ખેંચી જ્યાં લઈ જાઉં ત્યાં પાણી પડે. વખતે ધાબું તૂટી માથા પર પડે એ બીકે બહાર ભાગી આવ્યો; પણ એટલેથી ય ક્યાં છૂટકો થયો! તીડની પેઠે ડાંસમચ્છરોનાં ટોળેટોળાંએ આખી રાત જાણે મને ચૂસી ખાધો છે. અહીંથી દોડી ત્યાં જાઉં, પાછો ત્યાંથી દોડી અહીં આવું. શરીરનું લોહી અરધું થઈ ગયું હશે, મા.'

અનેક પ્રયાસે, અનેક પ્રયત્ને ઘેર આણેલા વૃદ્ધ ગુરુદેવની આ દશા જોઈ નંદરાણીની આંખો આંસુથી ભીની થઈ ગઈ. તે બોલી, 'પરંતુ બાબા, ઘર ત્રણ માળનું છે. આપના ખંડની ઉપર બીજા પણ બે ખંડ છે. વરસાદનું પાણી ત્રણ ત્રણ માળ ફોડી નીચે ઊતરે કેવી રીતે ?'

પરંતુ બોલતાં બોલતાં જ એને એકદમ યાદ આવ્યું કે આ પેલા શયતાન લાલુની શયતાની બુદ્ધિનું પરાક્રમ કાં ન હોય. દોડતી જઈ બિછાના પર હાથ ફેરવી જોયું તો અંદરની ચાદર પણ બધી પલળી ગઈ હતી, અને મચ્છરદાનીમાં થઈ પાણીનાં ટીપાં પડતાં હતાં. ઝટપટ તે ઉતારી નાખી તો કપડામાં બાંધેલો બરફ દેખાયો. બધો નહોતો ઓગળી રહ્યો, હજી યે ટુકડો બાકી હતો.

ગાંડાની પેઠે બહાર દોડી આવી નોકરચાકરમાંથી જે સામા મળ્યા તેમને ચિત્કાર કરી તેણે હુકમ કર્યો: 'એ હરામજાદો લાલિયો ક્યાં છે? કામ બધું ગયું ચુલામાં, કમજાતને જ્યાં હોય ત્યાંથી મારતા મારતા પકડી લાવો.'

લાલુના પિતા બરાબર એ વખતે નીચે આવતા હતા. પત્નીનું ધાંધલ જોઈ મૂઢ બની ગયા: 'શું ધાંધલ માંડ્યું છે? થયું શું?'

નંદરાણી રડી પડીને બોલી: 'તમારા આ લાલિ-ચાને ઘરમાંથી મારીને હાંકી કાઢો, નહિ તો હું આજે જ ગંગામાં ડૂબી મરી આ મહાપાતકનું પ્રાયશ્ચિત કરીશ.'

'શું કર્યું છે એણે?'

'વગર વાંકે ગુરુદેવની દશા કેવી કરી છે એણે, નજરે જુઓ તો!'

પછી સૌ ઓરડામાં ગયાં. નંદરાણીએ બધી વાત કહી, બધું બતાવ્યું, અને પતિને કહ્યું: 'આ બદમાશ છોકરાની સાથે ઘરમાં શી રીતે રહેવાય, તમે જ કહો?'

ગુરુદેવ બધી ઘટના સમજ્યા. પોતાની બુદ્ધિ-હીનતા પર એ વૃદ્ધ હાહા કરી હસી પડ્યા.

લાલુના બાપા બીજી તરફ મોં ફેરવી ઊભા રહ્યા.

નોકરોએ આવીને કહ્યું: 'લાલુ બાબુ કોઠીમેં નહી હૈ.'

વળી એક જણે ખબર આપ્યા કે લાલુ માસીબાને ઘેર બેઠો ખાવાનું ખાય છે, અને માસીબાએ તેને આવવા દીધો નહિ.

માસીબા એટલે નંદરાણીની નાની બેન. તેના પતિ પણ વકીલ હતા. તેમનું ઘર બીજા મહોલ્લામાં હતું.

આ પછી લાલુએ પંદર દિવસ સુધી આ ઘરની હદમાં પગ દીધો નહિ.

[ ૨ ]

એને સૌ લાલુ કહીને બોલાવતા. એનું ખરું નામ અવશ્ય કંઈ હતું, પણ અત્યારે એ યાદ નથી. તમને કદાચ ખબર હશે કે હિંદમાં 'લાલ' શબ્દનો અર્થ 'વહાલો' એવો થાય છે. કોણે તેનું એ નામ પાડ્યું હતું એ હું નથી જાણતો, પરંતુ માણસની સાથે નામનો આવો સરસ મેળ ક્વચિત જ મળે છે.

નિશાળનો અભ્યાસ પૂરો કરી અમે કૉલેજમાં દાખલ થયા. લાલુ કહે, હું ધંધો કરીશ. માની પાસેથી દસ રૂપિયા માગી લઈ એણે મુકાદમી શરૂ કરી દીધી.

અમે કહ્યું: 'લાલુ, તારી પુંજી તો આખી દસ રૂપિયા છે!'

તે હસીને બોલ્યો: 'વધારેની શી જરૂર છે? ઓહ....આટલી ઘણી છે!'

સૌ તેને ચાહતા, એટલે તેને કામ મળી ગયું. ત્યારપછી કૉલેજમાં જતાં ઘણી વખત હું લાલુને, માથે છત્રી ઓઢી, કેટલાક મજૂરોને લઈ રસ્તાની નાની મોટી મરામતના કામ પર લાગેલો જોતો. અમને જોઈ હસી મજાક કરી કહેતો: 'જાવ, જાવ, દોડો. માર્કના ચોપડામાં હમણાં ગાબડું પડી જશે.'

આથી યે પહેલાં, જ્યારે અમે બંગાળી નિશા-

ળમાં ભણતા ત્યારે પણ તે સૌનો મિસ્ત્રી હતો. તેની ચોપડીઓની થેલીમાં હરહંમેશ એક ઘોડાની નાળ, કેટલાંક ઓજારો વગેરે મોજૂદ રહેતાં. શી ખબર કયાંથી તેણે એ બધું ભેગું કર્યું હતું, પણ એ ન કરી શકે એવું કોઈ કામ જ નહોતું. આખી નિશાળમાં સૌની તૂટેલી છત્રીઓની મરામત કરવી, સ્લેટના ચાપડા બેસાડવા, રમતાં ફાટી જાય તો તરત જ કપડું સાંધી દેવું—એવું તો કંઇ કંઈ. કોઈપણ કામમાં કદી યે તે ના કહેતો નહિ. અને કામ પણ કરતો એવું અદ્‌ભુત !

એક દિવસે થોડાક પૈસાના રંગીન કાગળ વેચાતા લાવી કંઈક નવીન બનાવી ગંગાના ઘાટ પર જઇ બેસી એણે લગભગ અઢી રૂપિયાનાં રમકડાં વેચી નાખ્યાં હતાં. એમાંથી અમને એણે બદામ તળીને પેટ ભરી ખવડાવી હતી.

વરસ પછી વરસ ગયાં. અમે સૌ મોટા થઈ ગયા. કસરતના અખાડામાં લાલુની બરોબરીનો કોઈ નહોતો. તેના શરીરમાં અસાધારણ જોમ હતું. તેમ તેનું સાહસ પણ અતુલ હતું. ભય કોને કહે એ તો એ જાણતો જ નહોતો. ગમે તે કોઇ બોલાવે કે હાજર. ગમે તે વિપત્તિને વખતે સૌથી પહેલાં તે આવીને ઊભો હોય ! ફક્ત તેનો એક ખરાબ દોષ હતો. કોઇને બીવડાવવાનો લાગ મળે તો તે કેમે પોતાની

જાતને કાબૂમાં રાખી શકતો નહિ. એ વખતે બાળક, વૃદ્ધ, વડીલ સૌ એની આગળ સરખાં. અમારી તો કોઈની યે અક્કલમાં એ આવતું નહિ કે બીવડાવવાની આટઆટલી અજબ યુક્તિઓ તેના માથામાં એક પલકમાં ક્યાંથી ઊગી આવતી !

એક બે પ્રસંગો કહું.

અમારા મહોલ્લાના મનોહર ચાટુજ્જેને ઘેર કાલીપૂજા હતી. મધરાતે બલિદાનની વેળા વીતી જતી હતી, પણ હજી કર્મ કરનાર આવ્યો નહોતો. માણસો દોડ્યા તેને બોલાવી લાવવા, પરંતુ જઈને જોયું તો એ પેટની પીડાથી બેહોશ થઈ પડ્યો હતો.

તેમણે પાછા આવી આ ખબર આપ્યા ત્યારે સૌ માથે હાથ દઈ બેઠા. હવે શું થાય ! આટલી રાતે વધક લાવવો ક્યાંથી ? માતાની પૂજા રખડી પડે છે રે !

કોઈ બોલ્યું: ‘ લાલુ બકરો કાપી શકશે. ઘણા એણે કાપ્યા છે.’

લોકો દોડ્યા એની પાસે. લાલુ ઊંઘમાંથી બેઠો થયો. બોલ્યો: ‘ હું નહિ કરું.’

‘ રે, ના કેમ કહે છે ? માતાની પૂજામાં વિઘ્ન થશે તો સત્યાનાશ વળી જશે ! ’

લાલુ બોલ્યો: ‘ તે છો વળી જતું. નાનો હતો ત્યારે એ કામ કર્યું છે, પણ હવે નહિ કરું.’

જેઓ બોલાવવા આવ્યા હતા તે સૌ માથું કૂટવા લાગ્યા. હવે માત્ર દસ પંદર મિનિટ જ બાકી છે, પછી બધું નાશ, બધું ખલાસ ! પછી મહાકાલીના ભયંકર કોપમાંથી કોઈ નહિ બચે !

લાલુના પિતાએ વખત વિચાર્યો અને લાલુને જવાની આજ્ઞા કરતા, તે બોલ્યા: ‘ એ બધા ન છૂટકે આવ્યા છે. તું ન જાય તો ખોટું કહેવાય. જા ! ’ એ હુકમનો અનાદર કરવાની તાકાત લાલુમાં નહોતી.

લાલુને જોઈ ચાટુજ્જે મહાશયની ચિંતા ટળી ગઈ. વખત નહોતો. તાબડતોબ બકરો ઉત્સર્ગિત થઇ કપાળે સિંદૂર, ગળામાં જાસવંતી ફૂલની માળા પહેરી યૂપકાષ્ટમાં પડ્યો. આખા ઘરનાં સૌનાં કંઠમાંથી ‘ મા ’ ‘ મા ’ના પ્રચંડ ચિત્કારમાં નિરાધાર ભોળા જીવની છેલ્લી દયામણી ચીસો ક્યાંયે ડૂબી ગઈ. લાલુના હાથમાંની તલવાર પળમાં ઊંચી થઇને જોરથી નીચે ઊતરી અને પછી બલિના કપાએલા ગળામાંથી રક્તના ફૂવારાએ કાળી ભોંય લાલ લાલ કરી દીધી.

લાલુ પળવાર આંખ મીંચી ઊભો રહ્યો. ધીમે ધીમે ઢોલ, નગારાં ને કાંસીના ભેગા અવાજમાં બલિનો ગગનભેદી ચિત્કાર શમી ગયો. બીજો બકરો પાસે

ઊભો ઊભો કાંપતો હતો. હવે તેના કપાળમાં સિંદૂર ચડ્યું, ગળામાં રાતી ફૂલમાળા ઝૂલવા લાગી. પાછું એ વધસ્થાન, એવી જ ભયંકર છેલ્લી કાકલૂદી, એવો જ અનેક કંઠનો ભેગો 'મા! મા!' અવાજ. વળી લાલુની લોહિયાળ તલવાર ઊંચે ચડી આંખના પલકારામાં નીચે ઊતરી આવી. પશુનું બે કકડા થઈ પડેલું શરીર જમીન પર કેટલીક વાર હાથપગ પછાડી શી ખબર કોને છેલ્લી ફરિયાદ કરી શાંત થઇ ગયું. તેના કપાએલા ગળામાંથી વહેતા રક્તપ્રવાહે રાતી થયેલી ભોંયને જરા વધારે રાતી કરી દીધી.

ઢોલી લોકો ગાંડાની જેમ ઢોલ વગાડી રહ્યા છે. આંગણામાં ભીડ કરી ઊભેલા ટોળાબંધ લોકોનો અનેક જાતનો કોલાહલ મચ્યો છે. સામેની પરસાળમાં શેતરંજીના આસન પર બેસી મનોહર ચાટુજ્જે આંખો મીંચી ઇષ્ટનામ જપી રહ્યા છે. એવામાં અકસ્માત લાલુ ભયંકર હુંકાર કરી ઊઠ્યો.

બધો જ અવાજ બંધ થઇ ગયો. સૌ વિસ્મયથી સ્તબ્ધ થઇ ગયા. આ વળી શું? લાલુની બેય ખૂણે ફાટેલી આંખોના ડોળા જાણે ચકળવકળ ફરે છે. તીણી ચીસ પાડી એ બોલ્યો: 'કયાં છે બીજો બકરો?'

ઘરના કોઈ માણસે બીતાં બીતાં જવાબ દીધો: 'હવે તો બકરો નથી. અમારે બે જ ચડાવવાના હોય છે.'

લાલુ તેના હાથમાંની લોહિયાળ તલવાર માથા ઉપર બે વાર ફેરવી ભીષણ કર્કશ અવાજે ગર્જના કરી ઊઠ્યોઃ 'નથી બકરો? એ નહિ ચાલે. મારું લોહી જામી ગયું છે. લાવો બકરો, નહિ તો આજે હું જે હાથમાં આવશે એને પકડી નરબલિ દઈશ. મા! મા! જય કાલી!'

બોલી એક પ્રચંડ છલંગ મારી એ વધસ્થાનની આ તરફથી પેલી તરફ જઈ પડ્યો. તેના હાથમાંનું ખડ્ગ તે વખતે ઘૂરઘૂર કરતું ફરી રહ્યું હતું.

તે વખતે જે ધમાલ મચી તેનું શબ્દોમાં વર્ણન થઈ શકે તેમ નથી. વખતે લાલુ પકડી પાડે એ બીકે બધા યે એક સાથે નાઠા મુખ્ય દરવાજા તરફ! નાસવાના મથનમાં ભયંકર ઠેલઠેલા, ધક્કાધક્કાથી તે વખતે જાણે દક્ષયજ્ઞ જેવું ધાંધલ મચી ગયું. કોઈ ગબડી પડે છે, કોઈ નીચું નમી કોઇના પગ વચ્ચે માથું ઘાલી બહાર નીકળી જવા મથે છે, કોઈની ડોક કોઈની બગલમાં દબાવાથી શ્વાસ બંધ થઇ જવા જેવું થયું છે, કોઈ વળી બીજાના ખભા ઉપર ચડી ભાગી જવા મથતાં ભીડમાં ઊંધે માથે પડ્યો છે, પરંતુ એ બધું માત્ર એક પળ. બીજી જ પળે **બધું ખાલી.**

લાલુએ ગર્જના કરીઃ 'ક્યાં છે મનોહર ચાટુજ્જે? ક્યાં ગયો ગોર?'

ગોરનું દૂબળું પાતળું શરીર, નાસભાગ વેળા લાગ જોઈ પહેલેથી જ મૂર્તિની પછવાડે છુપાઈ ગયું હતું. ગુરુદેવ દર્ભના આસન પર બેસી ચંડીપાઠ કરતા હતા, તે એકદમ ઊઠી મંદિરના એક જાડા થાંભલાની પાછળ સંતાઈ ગયા. પરંતુ વિપુલ શરીર લઈને નાસી છૂટવું એમને માટે ખૂબ કઠણ હતું.



લાલુ આગળ ધસી ડાબા હાથે ચાટુજ્જેનો એક હાથ જોરથી પકડી બોલ્યોઃ 'ચાલ, તારો ભોગ ધરાવું.'

લાલુ આગળ ધસી ડાબા હાથે ચાટુજ્જેનો એક હાથ જોરથી પકડી બોલ્યોઃ 'ચાલ, વધસ્થાન પર જઈ તારો ભોગ ધરાવું.'

એક તો એની વજ્રમૂઠી, તેમાં વળી જમણા હાથમાં ખડ્ગ. ભયથી ચાટુજ્જેના પ્રાણ ઊડી ગયા. રડુંરડું કંઠે આજીજી કરવા લાગ્યાઃ 'લાલુ! બાબા! જરા બરાબર જો! હું બકરો નથી, માણુસ છું. હું સગપણે તારો કાકો થાઉં, ભાઇ! તારા બાપા મારા નાના ભાઈ જેવા છે.'

'એ હું કંઈ ન જાણું. મારું લોહી જામી ગયું છે. ચાલ, તારો ભોગ ધરાવું! માનો હુકમ છે!'

ચાટુજ્જે ડોસા રડી પડ્યાઃ 'ના બાબા, માનો હુકમ નથી, મા તો જગદંબા છે.'

લાલુ બોલ્યોઃ 'જગદંબા! એટલી અક્કલ છે તને? હવે ચડાવીશ બકરો? બોલાવીશ મને વધેરવા? બોલ?'

ચાટુજ્જે રોતા રોતા બોલ્યાઃ 'કોઈ દહાડો નહિ, બાબા, કોઇ દહાડો નહિ. માની નજર આગળ ત્રણ વાર સોગન ખાઉં છું કે આજથી મારા ઘરમાં બલિ બંધ!'

'ચોક્કસ?'

'ચોક્કસ, બાબા, ચોક્કસ. હવે કોઈ દહાડો નહિ.

મારો હાથ છોડી દે. બાબા, જરા પાયખાને જવું થયું છે.'

લાલુ હાથ છોડી દઈ બોલ્યો: 'ઠીક જાઓ, તમને જવા દઉં છું, પણ ઓલ્યો ગોર નાસી ક્યાં ભરાઈ ગયો? અને પેલા ગુરુદેવ ક્યાં ગયા?'

આમ કહી ફરી એક હુંકાર કરી છલંગ મારી જેવો એ મંદિર તરફ આગળ વધ્યો કે તે જ ઘડીએ મૂર્તિની પાછળથી અને થાંભલાની પાછળથી બે જુદા જુદા કંઠની ભયાર્ત ચિચિયારીઓ સંભળાઈ. ઝીણો અને જાડો એમ બે જાતનો મળીને એ અવાજ એવો અદ્ભુત અને હાસ્યજનક થયો કે લાલુ હવે પોતાને વશ રાખી શક્યો નહિ. હા! હા! હા! કરી હસી પડી, ખાંડું જમીન પર નાખી દઈ એક દોટે તે ત્યાંથી ભાગી ગયો.

હવે કોઇને યે સમજાવું બાકી ન રહ્યું કે લોહી જામી જવાની વાત બધી જૂઠી હતી. બધી એની ચાલાકી હતી. લાલુ શયતાનિયત કરી અત્યાર સુધી સૌને બીવડાવી રહ્યો હતો. પાંચેક મિનિટમાં જે જ્યાં ભાગી ગયા હતા ત્યાંથી પાછા આવી મળ્યા.

માતાની પૂજા હજી બાકી હતી. તેમાં સારી રીતે વિઘ્ન નડ્યું હતું અને મહા કોલાહલની વચ્ચે ચાટુજ્જે મહાશય સૌની આગળ, ફરી ફરીને પ્રતિજ્ઞા કરવા લાગ્યા: 'એ કમજાત છોકરાને જો કાલે સવારે જ એના બાપની

પાસે પચાસ જૂતાં ન ખવડાવું તો મારું નામ મનોહર ચાટુજ્જે નહિ.'

પરંતુ એને જૂતાં ખાવાં પડ્યાં નહિ. સવારે ઊઠીને જ એ કોણ જાણે ક્યાં ભાગી ગયો કે સાત આઠ દિવસ લગી કોઈને એનો પત્તો લાગ્યો નહિ. સાતેક દિવસ પછી એક દિવસ અંધારામાં છુપાઈ મનોહર ચાટુજ્જે-ના ઘરમાં પેઠો અને એમની ક્ષમા માગી, એમના પગની રજ લઈ એ વખતે તો લાલુ બાપના ક્રોધ-માંથી બચી ગયો. પરંતુ એ ગમે તે હો, પણ માતાની આગળ પ્રતિજ્ઞા લીધી હતી એટલે ચાટુજ્જેના ઘરની કાલીપૂજામાં તે દિવસથી બકરાંનો ભોગ દેવાતો બંધ થઇ ગયો.

[ ૩ ]

અમારા શહેરમાં તે વખતે ઠંડી ખૂબ પડતી હતી. એકાએક કૉલેરાએ દેખા દીધો. એ દિવસોમાં કૉલેરાના નામે માણસ ભયથી બેભાન બની જતો. કોઈને કૉલેરા થયો છે એ સાંભળતાં જ મહોલ્લો આખો ખાલી થઇ જતો. કોઈ મરી જાય તો બાળનારું માણસ મળવું દુર્લભ થઇ પડતું.

પરંતુ એ વિપત્તિકાળમાં પણ અમારે ત્યાં એક જણ એવું હતું જેને કદી કોઈ કાળે કશામાં



વાંધો નહોતો. એનું નામ ગોપાળકાકા. એમનું જીવનનું વ્રત હતું મડદાં બાળવાનું. કોઈની માંદગી વધી પડતાં તેઓ દરરોજ દાક્તરને એના સમાચાર પૂછતા. બચવાની આશા નથી એમ સાંભ-ળતાં જ ઉઘાડે પગે, ખભે રૂમાલ નાખી બે કલાક પહેલાં જ તેઓ એને ત્યાં હાજર થઈ જતા.

અમે કેટલાક જણ તેમના ચેલા હતા. મુખ ભારે કરી એ કહી જતા: 'એઈ, આજે રાતે જાગતો રહેજે, બૂમ મારું કે જવાબ મળવો જોઈએ. राजद्वारे स्मशाने च —એ શાસ્ત્રવાક્ય ભૂલી તો નથી ગયો ને ? '

'જી, એ તે કદી ભુલાય ? તમે બોલાવો કે તરત રૂમાલ લઈને નીકળી પડીશું.'

'સરસ, સરસ. એમ જ હોવું જોઈએ. આનાથી મોટું બીજું પુણ્યકર્મ સંસારમાં નથી.'

અમારી મંડળીમાં લાલુ પણ હતો. મુકાદમીના કામે બહાર ન ગયો હોય તો તે કદી ના પાડતો નહિ.

તે દિવસે સાંજ સમે ઉદાસ મોંએ કાકા આવીને

બોલ્યા: 'વિષ્ણુ પંડિતની ઘરવાળી મરી ગઈ!'

અમે સૌ ચમકી પડ્યા. અતિ ગરીબ એવા વિષ્ણુ ભટ્ટાચાર્યની પાસે બંગાળી નિશાળમાં અમે બાળપણમાં ભણેલા. એ પોતે હમેશ માંદા રહેતા અને જીવનભર સ્ત્રી જ એમનો એકમાત્ર આધાર હતી.જગતમાં સ્વજન કહેવા જેવું એમને કોઇ નહોતું. એમના જેવો ભલો ને અસહાય માણસ મેં સંસારમાં બીજો જોયો નથી.

રાતના લગભગ આઠ વાગ્યા હશે. કાથી ભરેલા ખાટલામાં પથારી સાથે પંડિત-પત્નીને અમે ઘરમાંથી આંગણામાં લાવ્યા. પંડિત મહાશય આંખો ફાડી ફાડીને જોઈ રહ્યા હતા. દુનિયામાં કશાની પણ સાથે એ દૃષ્ટિની તુલના થાય એવું નથી અને એક વાર એ જોયા પછી જીવનભર ભુલાય એમ પણ નથી.

મૃત દેહ ઉપાડતી વખતે પંડિત મહાશય ધીરે ધીરે બોલ્યા: 'હું સાથે નહિ આવું તો મુખમાં અગ્નિ કોણ મૂકશે?'

કોઈ કંઈ બોલે તે પહેલાં જ લાલુ બોલી ઊઠયો: 'એ હું કરીશ, પંડિતજી! તમે અમારા ગુરુ છો, એ સંબંધે તેઓ અમારાં મા છે.'

અમે સૌ જાણતા હતા કે સ્મશાન સુધી ચાલતા જવું પંડિતજીને માટે શકય નહોતું. બંગાળી નિશાળ માત્ર પાંચ મિનિટના રસ્તા પર હતી. છતાં હાંફતાં

હાફતાં એટલું ચાલતાં પણ તેમને અરધા કલાકથી વધારે વખત લાગતો.

પંડિતજી થોડી વાર ચૂપ રહી બોલ્યાઃ 'લઈ જતી વખતે એના માથા પર જરા સિંદૂર નહિ લગાડી દે, લાલુ?'

'શા સારૂ નહિ, પંડિતજી! જરૂર લગાડી દઈશ.' આમ કહી એક કૂદકે ઘરમાં જઈ એ દાબડી શોધી લઇ આવ્યો અને જેટલું સિંદૂર હતું તેટલું બધું માથા પર ઢોળી દીધું.

'હરિ બોલ!' 'હરિ બોલ!' કરતા અમે ઘરમાંથી ગૃહિણીનું મૃતશરીર સદાને માટે બહાર કાઢી લઈ ચાલ્યા. પંડિતજી ઉઘાડા બારણાની બારસાખે હાથ દઈ, મૂંગા મૂંગા ઊભા જ રહ્યા.

ગંગાને તીરે સ્મશાન ખૂબ દૂર હતું, લગભગ ત્રણ કોશ જેટલું. ત્યાં પહોંચી જ્યારે અમે શબ ઉતાર્યું ત્યારે રાતના બાર વાગ્યા હતા. લાલુ ખાટલાને અડકીને જમીન પર પગ લાંબા કરી બેઠો. દરેક જણ જેને જ્યાં ફાવ્યું ત્યાં થાકથી લાંબો થઇ સૂઈ ગયો.

અજવાળી બારસની ખીલેલી ચાંદનીમાં દૂર દૂર સુધી વિસ્તરેલું રેતીમય સ્મશાન અત્યંત નિર્જન હતું. ગંગાની સામે પારથી આવતા ઠંડા પવનથી પાણીમાં મોજાં ઉત્પન્ન થતાં હતાં. એમાંનું કોઈ કોઈ

તો છેક લાલુના પગની નીચે સુધી પછાડ ખાઇ પડતું હતું.

ગામમાંથી ગાડામાં બાળવા માટેનાં લાકડાં આવવાનાં હતાં શી ખબર તેને હજી કેટલી વાર થશે? અડધા કોશ પર રસ્તા ઉપર ડોમ લોકોનાં ઝુંપડાં હતાં. આવતી વખતે અમે તેમને હાંક દેતા આવ્યા હતા. પણ તેમને આવતાં શી ખબર હજી કેટલી વાર લાગશે?



એકાએક ગંગાની સામે પાર ક્ષિતિજમાં એક ગાઢ કાળું વાદળું ચડી આવ્યું: પ્રબળ ઉત્તરના પવનમાં હૂ હૂ કરતું એ આ બાજુ દોડતું આવવા લાગ્યું.

ગોપાળકાકા ભય પામી બોલ્યા: 'લક્ષણ સારાં નથી દેખાતાં. વરસાદ આવશે ખરો. આ ઠંડીમાં જો વરસાદથી ભીંજાયા તો મૂઆ પડયા.'

નજીકમાં આશ્રય મળે એવું ક્યાંયે નહોતું, એકાદ મોટું ઝાડ સુદ્ધાં નહોતું. કેટલેક દૂર મંદિરના આંબા-વાડિયામાં માળીઓનાં છાપરાં હતાં ખરાં, પણ એટલે દૂર દોડી જવું ચે સહેલું નહોતું.

જોતજોતામાં આકાશ છવાઈ ગયું. ચાંદની અંધ-કારમાં ડૂબી ગઈ. સામે પારથી વરસાદનો ઝમઝમ અવાજ કાને આવ્યો. ધીમે ધીમે તે વધારે ને વધારે નજીક આવી પહોંચ્યો. પહેલાં, આઠ દસ ટીપાં તીરની પેઠે સૌના શરીર પર આવી પડચાં અને શું કરવું, શું ન કરવું તે વિચારતાં વિચારતાં તો મૂશળ-ધાર વરસાદ તૂટી પડ્યો. મડદું રહ્યું પડ્યું, જીવ બચાવવા કોણ ક્યાં દોડી ગયું તેનો પત્તો નહિ!

કલાકેક પછી, વરસાદ બંધ થયા કેડે એકે એકે અમે સૌ પાછા આવ્યા. વાદળાં વેરાઈ ગયાં હતાં. ચાંદનીનો પ્રકાશ જાણે દિવસ જેવો ઊઘડ્યો હતો.

એટલામાં ગાડું આવી પહોંચ્યું. ગાડાવાળો લાકડાં અને શબદહનનો બીજો સામાન ઉતારી દઈ પાછા ફરવાની તૈયારી કરતો હતો, પરંતુ હજી ડોમ લોકો તો આવ્યા જ નહોતા.

ગોપાળકાકા બોલ્યા: 'એ બેટાઓ છે જ એવા. ટાઢમાં એમને ઘરમાંથી નીકળવું ગમતું નથી.'

મણિ બોલ્યો: 'પણ હજી લાલુ કેમ પાછો ન આવ્યો ? એ કહેતો હતો કે હું મુખમાં અગ્નિ મૂકીશ. બીને ઘેર તો નથી નાસી ગયો ને ?'

કાકા લાલુ પર ગુસ્સે થઈ બોલ્યા: 'એ છે જ એવો. એટલી બધી બીક લાગતી હતી તો પછી મડદાને અડકીને બેસવા શું કરવા ડાહ્યો થયો ? હું હોઉં તો વજ્ર તૂટી પડે તો યે મડદું છોડી જાઉં નહિ.'

'છોડી જાય તો શું થાય, કાકા ?'

'શું થાય ? કંઇ કેટલું યે ! આ તો સ્મશાનભૂમિ !'

'સ્મશાનમાં એકલા બેસી રહેતાં તમને બીક ન લાગત ?'

'બીક ? મને ? કંઈ નહિ તો હજાર મડદાં બાળ્યાં છે, ખબર છે ?'

આગળ મણિ કાંઈ બોલી શક્યો નહિ, કારણકે સાચેસાચ કાકાને ગર્વ ધરવો શોભે તેમ હતો.

સ્મશાનમાં બે પાવડા પડેલા હતા, તેમાંથી એક ઊંચકી લઈ કાકા બોલ્યા: 'હું ચિતા બનાવી કાઢું છું. એટલામાં તમે એકબીજાને મદદ કરી લાકડાં નીચે ઊતારી નાખો.'

કાકા ચિતા બનાવવા લાગ્યા. અમે લાકડાં ઉતારતા હતા, એટલામાં નરૂ બોલ્યો: 'હેં, મડદું ફૂલીને જાણે બમણું થઈ ગયું છે, નહિ ?'

કાકાએ કોઇ તરફ જોયા વગર જ જવાબ દીધો: 'ના ફૂલે? ગોદડી, ગોદડું બધું પાણીમાં પલળી ગયું છે ને!'

'પરંતુ રૂ પાણીમાં પલળે તો ઊલટું દબાઈને ગોદડું નાનું થઇ જાય, કાકા! ફૂલે નહિ.'

કાકા ચીડાઈ ગયા: 'તું બહુ સમજે ખરોને? તું તારે જે કરતો હો તે કર'

લાકડાં લાવવાનું કામ લગભગ પૂરું થઈ ગયું.

નરૂની નજર બરાબર ખાટલા તરફ જ હતી. એકદમ તે ચમકીને થંભી જઈ બોલ્યો: 'કાકા, મડદું જાણે હમણાં હાલતું દેખાયું!'

કાકાનું કામ પણ પૂરું થઇ ગયું હતું. પાવડો નાખી દઇને બોલ્યા: 'તારા જેવો બીકણ માણસ મેં કદી જોયો નથી, નરૂ! તો તું અહીં આવ્યો શું કરવા? ગધેડા જેવો!'

વળી બેએક મિનિટ ગઈ.

આ વખતે મણિ એકદમ ચમકી, પાંચ સાત ડગલાં પાછળ હઠી જઈ, બીતો બીતો બોલ્યો: 'ના કાકા, ચેન સારાં નથી વરતાતાં. સાચેસાચ મડદું હમણાં હાલ્યું!'

કાકા આ વખતે હા હા કરી હસીને બોલ્યા: 'છોકરાં બધાં! અલ્યા, તમે મને બીવડાવશો? જેણે હજાર હજાર મડદાં બાળ્યાં છે એને?'

નરૂ બોલ્યો: 'આ જુઓ, પાછું હાલે છે.'

કાકા બોલ્યા: 'હા, હાલે છે, ભૂત થઇને તને ખાઈ જવા.' તેમનું બોલવું પૂરું થાય તે પહેલાં એકદમ ગોદડી ઓઢેલું મડદું ઢીંચણવાળી ખાટલા ઉપર ઊઠીને બેઠું થઈ ગયું અને નાકમાંથી ભયંકર તીણો અવાજ કરી બૂમ મારી ઊઠ્યું: 'લોં લોં—નેરૂનં લોં—હું ગોપાલનં ખઉં.'

ઓ બાપરે! અમે સૌએ ઊંચે શ્વાસે દોટ મૂકી. ગોપાળકાકાની સામે હતો લાકડાનો ઢગલો, એટલે એ કૂદીને જઈ પડ્યા ગંગાના પાણીમાં. બરફ જેવા ઠંડા છાતીપૂર પાણીમાં એ ઊભા ઊભા ચીસો પાડવા લાગ્યા: 'બાપ રે, મરી ગયો રે, ભૂતે ખાધો બાપ, રામ રામ રામ!'

આ તરફ એ ભૂત પણ હવે મોનું ઢાંકણ ફેંકી દઇ બૂમો પાડવા લાગ્યો: 'એ નિર્મલ, એ મણિ, એ નરૂ, દોડીશ નહિ, હું લાલુ છું. પાછો આવ, પાછો આવ.'

લાલુનો કંઠસ્વર અમારે કાને પહોંચ્યો. પોતાની બેવકૂફીથી અત્યંત શરમાઇ જઈ સૌ પાછા આવ્યા. ગોપાળકાકા ટાઢમાં થરથરતા થરથરતા કિનારે આવ્યા. લાલુ એમના પગની રજ લઈ શરમાઇને બોલ્યો: 'બધા વરસાદથી બીને ભાગી ગયા, પણ હું મડદું



ખાટલામાંનો ભૂત હવે મોંનું ઢાંકણ ફેંકી દઈ બૂમો પાડવા લાગ્યો.

છોડીને શી રીતે જાઉં ? એટલે ગોદડીમાં જઈને ભરાઈ ગયો હતો.'

કાકા બોલ્યા: ' ખૂબ મજાનું ભાઈ. સરસ બુદ્ધિ દોડાવી. હવે સારી પેઠે ગંગામાટી ઘસી સ્નાન કરી નાખ! આવો શેતાન છોકરો મેં મારી જિંદગીમાં કદી જોયો નથી ! '

પરંતું તેમણે મનમાંનેમનમાં તેને ક્ષમા આપી. કારણકે આટલી બધી નિર્ભયતા તેમના પોતાનામાં પણ અસંભવિત હતી. આવી રીતે એકલા સ્મશાનમાં કૉલેરાનું મડદું અને કૉલેરાની પથારી, કશાનીયે તેણે પરવા જ ન કરી.

મુખમાં અગ્નિ મૂકવાની વાત થતાં કાકા વાંધો લઈ બોલ્યા: ' નહિ, એ નહિ બને. એની મા જાણે તો ફરી મારું મોં નહિ જુએ.'

ગોપાળકાકાએ અગ્નિ મૂકયો.

શબનો અગ્નિસંસ્કાર પૂરો થયો. અમે ગંગામાં સ્નાન કરી જ્યારે ઘેર પાછા આવ્યા ત્યારે સૂર્યોદય થયાને બહુ વાર નહોતી થઈ.

# છોકરાં પકડી જનારા

આખા દેશમાં વાત ફેલાઈ ગઈ કે ત્રણ બાળકોનું બલિદાન દીધા વગર રૂપનારાયણ નદી ઉપર રેલવેનો પુલ કોઇ રીતે બંધાય તેમ નથી. બે છોકરાઓને તો થાંભલાની નીચે જીવતા દાટી દેવામાં આવ્યા છે, હવે માત્ર એક ખૂટે છે. એ આવી મળે કે પુલ તૈયાર.

વાત બહાર આવી કે રેલવે કંપનીએ છોકરાં પકડી જવા માટે નીમેલા માણસો શહેરોમાં અને ગામડાંઓમાં ફરતા ફરે છે. એ લોકો ક્યારે અને ક્યાંથી આવી પહોંચશે, એ કોઈ કહી શકે તેમ નથી. કોઈ ભિખારી જેવો પોશાક પહેરે છે, તો કોઈ વળી સાધુ સંન્યાસીનો વેશ ધારણ કરીને ફરે છે, કોઈ વળી હાથમાં લાકડી લઈ ધાડપાડુની પેઠે ફરે છે,—આ વાત એટલી પ્રચલિત હતી કે આસપાસનાં ગામડાંના લોકોના ભય અને વિમાસણનો પાર રહ્યો નહિ. તેમને થયું કે આ વખતે આપણો

વારો છે. આ વખતે આપણાં છોકરાં છૈયાં કદાચ પુલની નીચે દટાશે.

કોઇના મનમાં શાંતિ નથી. સૌનાં ઘરમાં કેવી યે જાણે વ્યાકુળતા વ્યાપી ગઈ છે. વધારામાં છે છાપાંના સમાચાર. કલકત્તામાં જેઓ નોકરી કરે છે તેઓ આવીને કહે છે કે પેલે દિવસ બડાબજારમાં એક છોકરાં પકડી જનારો પકડાયો હતો. કાલે કોડેયામાં બીજો એક જણ મુદ્દામાલ સાથે પકડાયો છે, તે



મુખર્જી ધણી ધણિયાણી

છોકરાને પકડી ઝોળીમાં પૂરતો હતો. એવામાં સપડાઈ ગયો. આવા તો કેટલાયે સમાચાર આવતા હતા. કલકત્તાની ગલીએ ગલીએ વહેમને લીધે કેટલાયે નિર્દોષ માણસો તરફ કેટકેટલો અત્યાચાર થયાના સમાચાર લોકોનાં મોઢે મોઢે અમારા દેશમાં આવી પહોંચ્યા હતા.

આવી દશા હતી, એવામાં અમારા દેશમાં પણ ઓચિંતી એક ઘટના બની ગઈ, તે હવે કહું.

રસ્તાની પાસે એક બાગમાં વૃદ્ધ મુખુજ્જે ધણી-ધણિયાણી રહેતાં હતાં. તેમને કંઈ સંતાન નહોતું, પરંતુ સંસારમાં અને સાંસારિક તમામ બાબતોમાં આસક્તિ સત્તર આના ને બે પાઇ હતી. ભત્રીજાને જુદો કાઢ્યો છે, પરંતુ એને કંઈ જ આપ્યું નથી. આપવાની કંઈ કલ્પના પણ એમને નથી. તે આવીને કોઈ કોઈ વાર ઘડો, વાડકો, થાળી માગે છે; કાકી બૂમાબૂમ કરી મૂકી લોકો ભેગા કરી દે છે, ને કહે છે કે હીરુ અમને મારવા આવ્યો હતો.

હીરુ કહે: 'એ જ બરાબર છે. મારીને જ એક દહાડો બધું ઓકાવીશ.'

આમ દિવસો ચાલ્યા જાય છે.

તે દિવસે સવારે ઝઘડો પરાકાષ્ઠાએ પહોંચી ગયો. હીરુ આંગણામાં ઊભો રહી બોલ્યો: 'આ છેલ્લી વારનું કહું છું, કાકા, મારો હકનો ભાગ આપવો છે કે નહિ તે કહી દો.'

કાકા બોલ્યાઃ 'તારો કંઈ જ હક નથી.'

'નથી?'

'ના.'

'લીધા વગર હું નથી છોડવાનો.'

કાકી રસોડામાં કામ કરતી હતી. તે બહાર નીકળી બોલીઃ 'તો જા, તારા બાપને બોલાવી આવ.'

હીરુ બોલ્યોઃ 'મારા બાપ સ્વર્ગે ગયા છે; એ નહિ આવી શકે. પણ હું જઈને તમારા બાપાઓને બોલાવી લાવીશ. તેમાંના કોઈ કદાચ જીવતા હશે. એ લોકો આવીને હિસાબે બે ભાગ કરી આપશે.'

ત્યાર પછી બેએક મિનિટ સુધી બંને વચ્ચે જે ભાષાની આપલે ચાલી તે લખી શકાય એમ નથી.

જતાં પહેલાં હીરુ કહેતો ગયોઃ 'આજે આનો કંઈ ઈલાજ કરીશ ત્યારે જ છોડીશ. આ તમને કહી દીધું. ખબરદાર રહેજો!'

રસોડામાંથી કાકી બોલીઃ 'જોઈ તારી હિંમત! જા, થાય તે કરી લેજે.'

હીરુ રાઈપુરમાં આવી પહોંચ્યો. ગરીબ મુસલમાનોનાં છાપરાંનું નાનું ગામ હતું. મહોરમના દિવસોમાં મોટી મોટી લાઠીઓ વીંઝતા એ લોકો

તાજિયા કાઢે છે, લાઠીને તેલ પાય છે, ગાંઠે ગાંઠે પિત્તળની કડીઓ જડે છે. આ પરથી ઘણા એવું ધારે છે કે એમના જેવા લાઠી ખેલનારા આ તરફ કોઈ નથી. કોઈપણ કામ એમને માટે અશક્ય નથી. માત્ર પોલીસની બીકથી જ તેઓ શાંત રહે છે. આ બધામાં લતીફમિયાંની બહુ મોટી નામના છે. એના જેવો લાઠી ફેરવનાર અને ગમે તેવાં જોખમ ખેડનાર બીજો કોઇ નથી. રાતદહાડો કે વેળાકવેળા કશાની એને પરવા જ નહિ.

હીરુ તેમની પાસે ગયો ને બોલ્યોઃ ' મોટામિયાં,



રૂપિયા બે હાથમાં લઈ લતીફમિયાં બોલ્યા.

આ લો બે રૂપિયા આગળથી. તમારા ને તમારા ભાઈના. કામ પાર પાડી દો, પછી વધારે બક્ષિસ મળશે.

રૂપિયા બે હાથમાં લઈ લતીફમિયાં હસીને બોલ્યા: 'શું કામ કરવાનું છે, બાબુ?'

હીરુ બોલ્યો: 'આ દેશમાં કોણ તમને બે ભાઈઓને નથી ઓળખતું! લાઠીના જોરે વિશ્વાસ કુટુંબને તમે કેટલી જમીનદારી કમાઈ આપી છે? તમે ધારો તો શું ન કરી શકો!'

વૃદ્ધ મિયાં આંખો મીંચકાવી બોલ્યો: 'ચૂપ ચૂપ, બાબુ, થાણાનો જમાદાર સાંભળી જશે તો પછી બચવા આરો નહિ રહે. આખું વીરનગર ગામ અમે બે ભાઈઓએ એને હાથ કરી આપ્યું છે, તે એ લોકો જાણે છે. કોઈ ઓળખી ન શકયું એથી તો એ વખતે બચી ગયા છીએ.'

હીરુ નવાઈ પામી બોલ્યો: 'કોઈ ઓળખી ન શકયું?'

લતીફ બોલ્યો: 'ઓળખે કેવી રીતે? માથે મોટું પાઘડું બાંધ્યું, ગળે ગળપટ્ટો લગાવ્યો, કપાળમાં લાંબી સિંદૂરની આડ કરી, અને હાથમાં લીધી છ હાથ લાંબી લાઠી! લોકોએ ધાર્યું કે હિંદુની જમપુરીમાંથી જમદૂત આવી ઊભા છે. ઓળખે શું? કયાં ભાગી ગયા એનો પત્તો જ નહિ!'

હીરુ તેનો હાથ પકડી લઈ બોલ્યો: 'મોટા મિયાં, એવું હજી એક વખત તમારે કરવું પડશે. ભાઇ, મારો કાકો હજી ગમે તેવો હોય પણ ભાગ આપવાની ના નથી કહેતો, પણ કાકી બેટી એવી શયતાન છે કે એક ફૂટેલા ઘડાને યે હાથ લગાડવા દેતી નથી. એ પાઘડી, ગળપટ્ટો અને સિંદૂર લગાડી, લાઠી હાથમાં લઈ એક વખત જઈને આંગણામાં ઊભા રહો, તમારી બાડનો જરા હુંકાર કરો, પછી કેમ શું થાય છે તે હું જોઇ લઈશ. મારું બધું લેણું બહાર કાઢી લઈશ. બરાબર દીવાબત્તી ટાણે, બસ.'

લતીફે કબૂલ કર્યું. લતીફ અને મામુદ બંને ભાઇ વેશ બદલી આજે જ કાકાને ઘેર જઇને હાકોટો કરે એવું નક્કી થઇ ગયું. હીરુએ એમની પાછળ રહેવાનું.

આજે એકાદશી છે. આખા દિવસને અંતે જગદંબાએ પાટલો ઢાળી આપ્યો છે. મુખુજ્જે મહાશય ફરાળ માટે બેઠા છે, સાધારણ ફળફૂલ ને દૂધ. વાયુપ્રકૃતિ છે, એટલે એકાદશીએ અન્નાહાર માફક આવતો નથી. પથ્થરની વાટકીમાં તળાવનું પાણી પીવા મોઢે માંડે છે, એવામાં બારણું ઠેલી અંદર પેઠા બે ભાઇ લતીફ અને મામુદ. કેવી પાઘડી! કેવો

ગળપટ્ટો! હાથમાં છ હાથ લાંબી લાકડી! કપાળમાં અધે સિંદૂર લગાડેલું છે!



મુખજ્જેના હાથમાંથી પત્થરની વાટકી ખડિંગ કરતી નીચે પડી.

મુખુજ્જેના હાથમાંથી પથ્થરની વાટકી ખડિંગ કરતી નીચે પડી ગઈ. જગદંબા બૂમ પાડી ઊઠી: ‘ એ દોડજો, દોડજો, મહોલ્લાવાળા બધા દોડજો, જ્યાં હો ત્યાંથી દોડજો! છોકરાં પકડી જનારા આવ્યા છે!’

સામેના ખુલ્લા મેદાનમાં ઘોલકાં બનાવી નાનાં

નાનાં છોકરાંઓનું ટોળું રોજ રમતો રમે છે. આજે પણ રમતું હતું. એ બધાંયે ચીસો પાડતાં જેને જેમ ફાવ્યું તેમ દોડી ગયાં: ' એ........છોકરાં પકડી જનારા આવ્યા છે. બધાં છોકરાંને પકડીને લઈ જાય છે.'

હીરુ સાથે આવ્યો હતો, ઘર બતાવવા માટે. બારણાની આડમાં તે સંતાયો હતો. તે ગળામાંથી ઝીણો અવાજ કાઢી બોલ્યો: ' હવે જોઈ શું રહ્યા છો? ભાગી જાઓ. લોકો જોઇ ગયા તો પછી આવી બન્યું.'

આમ બોલતાં બોલતાં જ એણે પોતે દોટ મૂકી.

લતીફે શહેરનું બીજું કંઇ સાંભળ્યું હો ન હો, પણ છોકરાં પકડી જનારાઓ વિષે તેમને સૌને કાને વાત આવી હતી. આંખના પલકારામાં તે સમજી ગયો કે આ અજાણી જગાએ આવા વેશમાં, આ સિંદૂર લગાડેલા મોઢે પકડાઇ ગયા તો શરીરનું એક હાડકું યે આખું નહિ રહે. એટલે એમણે પણ દોટ મૂકી. પરંતુ દોડવાથી શા દહાડા વળે? રસ્તો રહ્યો અજાણ્યો. અંધારું થવા આવ્યું હતું. ચોતરફ ટોળાબંધ લોકો એકસાથે ચિત્કાર કરી રહ્યા હતા. પકડો, પકડો! સાળાઓને ધીરા કરો!

નાનો ભાઈ મામુદ ક્યાં ભાગી ગયો તેનો પત્તો નથી, પરંતુ મોટા ભાઈ લતીફને સૌ ઘેરી વળ્યા. તે જીવ બચાવવા કાંટા ઝાંખરાં વટાવી કૂદી પડ્યો એક

તળાવમાં. અને પછી સૌ ભેગા થઈ કિનારે ઊભા ઊભા તેના માથા પર પથરા, ઇંટાળા જે હાથ આવ્યું તે ફેંકવા લાગ્યા. માથું બહાર કાઢયું કે માથા પર પથરો પડયો જ છે. વળી તે ડૂબકી મારે. ફરી માથું બહાર કાઢે, ફરી માથા પર પથરો પડે.

લતીફમિયાં પાણી પી અને માર ખાઈ અધમૂઆ થઈ ગયા. જેમ જેમ તે હાથ જોડી કહે કે હું છોકરાં પકડનારો નથી, હું છોકરાં પકડવા આવ્યો નથી તેમ તેમ લોકોનો રોષ અને વહેમ વધતો જાય. લોકો કહેઃ " નથી તો પેલો ગળપટ્ટો શું કરવા પહેર્યો'તો? પેલી પાઘડી શું કરવા પહેરી'તી? તારા મોં પર આટલું બધું સિંદૂર આવ્યું કયાંથી?"

એની પાઘડી ઊકલી ગઈ છે, ગળપટ્ટો એક તરફ લટકે છે, કપાળ પરનું સિંદૂર પાણીમાં ધોળાઈ આખા મોં પર ફરી વળ્યું છે. આ બધું એ કિનારે ઊભેલાં લોકોને કહે પણ કયારે; અને સાંભળે પણ કોણ?

હમણાં જ કેટલાક ઉત્સાહી માણસો પાણીમાં ઊતરી લતીફને પકડી ખેંચી લાવ્યા છે. તે રડતો રડતો માત્ર એટલું કહ્યા કરે છેઃ 'હું લતીફ છું, મારો ભાઈ મામુદ છે. અમે છોકરાં પકડી જનારા નથી.'

એવામાં હું એ રસ્તે થઇને જતો હતો. ધાંધલ સાંભળી તળાવની પાળે ઊતરી આવ્યો. મને જોઈ

ઉશ્કેરાયલા લોકો વળી ફરી ઉશ્કેરાઈ ગયા. સૌ એક સાથે બોલવા લાગ્યા: 'અમે એક છોકરાં પકડી જનારાને ઝાલ્યો છે.'

એની દશા જોઇ મારી આંખમાં પાણી આવ્યાં. એના મોંમાં બોલવાની તાકાત નથી. સિંદૂર અને લોહીથી ગળપટ્ટો, પાઘડી અને આખું મોં ખરડાયેલું છે; માત્ર હાથ જોડે છે અને રડે છે.

મેં પૂછ્યું: 'એ કોના છોકરાને પકડી ગયો છે? કોની ફરિયાદ છે?'

લોકો બોલ્યા: 'એ કોણ જાણે!'

'છોકરો ક્યાં છે?'

'તેય કોણ જાણે.'

'તો આમ મારો છો શા માટે?'

કોઇ બુદ્ધિશાળી બોલ્યો: 'છોકરો વખતે આ કાદવમાં રાતે દાટી રાખ્યો હશે. પાછળથી આવીને લઈ જવા. પછી ભોગ આપી પુલના પાયામાં પૂરશે.'

મેં કહ્યું: 'મરેલા છોકરાનો તે કદી ભોગ અપાય?'

લોકો બોલ્યા: 'મરેલો શાનો, જીવતો છોકરો.'

'કાદવમાં દાટી રાખે તો છોકરો જીવતો રહે ખરો કદી?'

મારી દલીલ તે વખતે ઘણાઓને યોગ્ય લાગી. અત્યાર સુધી ઉશ્કેરાટને લીધે એ વિષે વિચાર

કરવાનોયે કોઈને વખત મળ્યો નહોતો !

મેં કહ્યું: ‘ છોડી દો એને. ’

પછી મેં લતીફને પૂછ્યું: ‘ સાચે સાચ શું બન્યું છે, કહે. ’

અભયવચન મળવાથી લતીફે રડતાં રડતાં બધી ઘટના કહી દીધી. મુખુજ્જે દંપતી પ્રત્યે કોઈને સહાનુભૂતિ નહોતી, એટલે વાત સાંભળી ઘણાઓને દયા આવી.

મેં કહ્યું: ‘ લતીફ, ઘેર જા. ફરી કદી હવે આવાં કામમાં પડીશ નહિ. ’

તેણે નાક પકડ્યું, કાન આમળ્યા; ખુદાના કસમ ખાઈ બોલ્યો: ‘ બાબુ મહાશય, હવે આવા કામમાં કદી નહિ પડું. પરંતુ મારો ભાઈ ગયો ક્યાં ?’

મેં કહ્યું: ‘ ભાઈની ચિંતા ઘેર જઈને કરજે, લતીફ, અત્યારે તો તારો જીવ બચ્યો છે એટલું જ ઘણું છે. ’

લતીફ ખોડંગતો ખોડંગતો જેમ તેમ કરી ઘેર ગયો.

**મોડી** રાતે ફરી પ્રચંડ કોલાહલ જાગ્યો. ઘોષાલફળીમાં ઘોષાલ ઘરની દાસી કોઢમાં ગાયને ઘાસ

નાખવા ગઈ હતી. ઘાસનો પૂળો ખેંચવા જતાં જોયું તો પૂળો ખેંચાતો નથી! ઓચિંતાનો એમાંથી એક ભીષણ ચહેરાનો માણસ બહાર નીકળી દાસીના પગને વળગી પડ્યો.

દાસી જેમ જેમ બૂમો પાડે: ' એ....દોડજો, દોડજો, ભૂત મને ખાઈ ગયું! ' તેમ તેમ ભૂત તેનું મોં દાબી દઈ બોલે: ' મા કહું છું, મને બચાવ! હું ભૂત પરેત નથી, માણસ છું. '



બૂમો સાંભળી ઘરધણી ફાનસ લઈ લોકોને ભેગા કરી આવી પહોંચ્યો!

બૂમો સાંભળી ઘરધણી ફાનસ લઈ, લોકો ભેગા કરી આવી પહોંચ્યો. આગલી વાત ગામમાં સૌએ સાંભળી હતી, એટલે નાના ભાઈના નસીબમાં મોટા

ભાઈના જેવી દુર્દશા બનવા પામી નહિ. સૌએ સહેલાઈથી માની લીધું કે આ પેલો મામુદ છે, ભૂત નથી.

ઘોષાલે તેને છોડી દીધો—માત્ર તેની પેલી પાકી લાઠી ખુંચવી લીધી. પછી કહ્યું: ' છોટા મિયાં, આખી જિંદગી આ બનાવની યાદ રહેવા આ રાખી લીધી છે. મોંના આ બધા રંગબંગ ધોઈ નાખી હવે ધીમે ધીમે ઘેર જાઓ.'

ઉપકારવશ મામુદ સો સો સલામ કહી ધીરે ધીરે રસ્તે પડ્યો.

આ વાત છોકરાં પટાવવા નથી લખી. સાચેસાચ અમારા ગામમાં આ બનાવ બન્યો હતો.

# વાટપાડુની વાત

## [ ૩ ]



# વાટપાડુની વાત

વાટપાડુની વાતો સાંભળી છે ઘણાઓએ, અને મારી પેઠે જેઓ વૃદ્ધ થયા છે તેવા ઘણાઓએ તેવું બનતાં નજરે જોયું પણ છે.

પચાસ સાઠ વરસ પહેલાં પણ પશ્ચિમ બંગાળમાં એટલે હુગલી વર્ધમાન વગેરે જિલ્લાઓમાં ઠગ લોકોનો ખૂબ ત્રાસ હતો. તેનીયે પહેલાં, એટલે દાદીમાના જમાનામાં, કહે છે કે લોકોની અવરજવરનો ઘણું કરીને એકે રસ્તો સાંજ પછી મુસાફરને માટે નિર્ભય નહોતો. આ દુષ્ટ લોકો જેવા લોભી હતા તેવા જ નિર્દય હતા. ટોળું બાંધી રસ્તાની બાજુએ ઝાડીમાં છુપાઈ રહેતા, હાથમાં ભારે મોટી લાઠી અને નાના નાના ધારદાર પાવડા રાખતા.

મુસાફર પસાર થયા પછી એના પગનું નિશાન લઈ પાછળથી પાવડો છૂટો મારતા. એની તાક અચુક હતી. ઓચિંતાનો પગમાં ઘા લાગતાં મુસાફર જ્યારે રસ્તા

પર ઊંધે માથે પડતો ત્યારે સૌ દોડી જઇ ધડાધડ લાઠી મારી એને પૂરો કરી નાખતા. એમાં વિચાર, લાગણી કે દયા માયા કંઈ નહિ. આ લોકોના હાથે જીવ ખોઈ બેઠેલા ઘણા માણસોને મેં સગી આંખે જોયા છે.



મને માછલાં પકડવાનો ખૂબ ભારે શોખ હતો.

નાનપણમાં મને માછલાં પકડવાનો ખૂબ ભારે શોખ હતો. જરૂર, મોટા પાયા પર નહિ, પણ પુંટી, ચ્યાલા વગેરે નાની નાની માછલીઓ પકડતો. સવાર થતાં પહેલાં તો માછલાં પકડવાની લાકડી હાથમાં લઈ નદી પર હાજર થઈ જતો. અમારા ગામની પાદરે નાની નદી વહેતી હતી. કયાંયે કમરથી વધારે પાણી નહિ, બધી શેવાળથી છવાયેલી. તેની વચમાં વચમાં કોઈ કોઈ જગા શેવાળ વગરની ઉઘાડી હતી ત્યાં આ બધી નાની નાની માછલીઓ રમ્યા કરતી. એ પકડવામાં મને ખૂબ આનંદ આવતો. એકલા એકલા નદીને

કિનારે માછલાંની તલાશમાં ઘુમતાં ઘુમતાં કેટલીયે વખત મેં કાદવમાં, માથે ને મોઢે વીંટેલાં માણુસનાં મડદાં જોયાં છે. કોઈના માથામાંથી તો તે વખતેય લોહી નીકળતું હોય, અને તેથી પાણી લાલ લાલ થઈ રહેલું હોય.

નદીને એ કાંઠે ઘન જંગલ હતું. શી ખબર કયાંના માણુસને કયાંથી ઠગલોકો મારી નાખતા અને પછી લાવીને આ નિર્જન નદીના કાદવમાં દાટી દેતા. આ સંબંધી પોલિસને દોડાદોડ કરતી મેં કદીએ નથી જોઈ,કે કદીએ ગામના કોઈ માણુસને પોલિસ થાણુામાં ખબર આપવા જતો યે જોયો નથી. એ ઉપાધિમાં કોણ પડે! સૌ હમેશાં સાંભળતા આવ્યા છે કે પોલિસ પાસે પહોંચવાથી કંઇ લાભ નથી.ઉલટું એ લોકોના સીમાડામાં પગ દેવો પણ જોખમકારક છે. વાઘના યે મોંમાં પડીને નસીબજોગે બચી જવાય, પરંતુ આ લોકોના હાથમાં સપડાયા પછી બચવું કદાચ અશકય છે. એટલે આ દૃશ્ય જો કોઈની નજરે પડતું તો તે આંખો વાળી લઈ મૂંગો મૂંગો ત્યાંથી સરકી જતો. પછી રાત પડતાં શિયાળવાં નીકળી આવી મહા આનંદપૂર્વક ભોજનાદિ પૂર્ણ કરી નદીના પાણીમાં આચમન કરી મોં ધોઈ ઘેર પાછાં જતાં,—મડદાનું નામનિશાને રહેતું નહિ.

એક દિવસ મારી પોતાની પણ આ દશા થાત, પણ થવા પામી નહિ. એ વાત કહું છું.

મારી ઉંમર તે વખતે બાર વરસની હતી. રજાના દિવસે સવારે ઘરમાં બેઠો બેઠો હું પતંગ બનાવી રહ્યો હતો, એવામાં સામી ફળીના નયન બાગદીનો કંઠસ્વર કાને સંભળાયો. તે મારાં દાદીમાને કહેતો હતોઃ 'પાંચેક રૂપિયા આપો, બહેનબા ! તમારાં પોતરાંને દૂધ પીવડાવી વાળી આપીશ.'

દાદીમાને નયન ચાંદ પર બહુ ભાવ હતો. તેમણે પૂછ્યુંઃ 'ઓચિંતી રૂપિયાની શી જરૂર પડી, નયન ?'

તે બોલ્યોઃ 'એક સરસ ગાય લાવવી છે, બહેન ! વસંતપુરમાં ફોઇબાનું ઘર છે. ફોઈઆઈ ભાઇએ કહેવડાવ્યું છે કે ચાર પાંચ ગાય હું પાળી શકતો નથી, તું એક લઈ જા. બદલામાં એ કશું નહિ લે એ મને ખબર છે, તોયે પાંચેક રૂપિયા સાથે રાખવા સારા.'

દાદીમાએ આગળ કંઈ બોલ્યા વગર પાંચ રૂપિયા લાવી તેના હાથમાં મૂક્યા. તે પ્રણામ કરી ચાલી નીકળ્યો.

મેં સાંભળ્યું હતું કે વસંતપુરમાં માછલાં પકડવાની સરસ લાકડી મળે છે, એટલે હું મૂંગો મૂંગો તેની પાછળ ચાલ્યો. બે એક માઈલ કાચે

રસ્તે ચાલ્યા પછી ગ્રાન્ડ ટ્રન્ક રોડ, ( જાહેર પાકો રસ્તો ) આવે છે, તે રસ્તે વસંતપુર જવાય છે. એકાદ માઇલ ગયા પછી શી ખબર શાથી ઓચિંતા નયને પાછું વળી જોયું તો હું ! ખૂબ ગુસ્સે થઈ તે બોલ્યો: 'તારે માટે હું દશ લાકડીઓ કાપી લાવીશ, તું પાછો જા.'

પણ કોઇ રીતે હું પાછો જવા રાજી ન થયો. મેં ઘણી કાકલૂદીઓ કરી, પણ તેણે સાંભળ્યું નહિ. મને બળજબરીથી પકડી એ ઘેર પાછો લઈ આવ્યો.

મારી રડારોળ સાંભળી દાદીમા જરા નરમ થયાં, પણ નયનચાંદ કોઈ રીતે કબૂલ થયો નહિ. તે બોલ્યો: 'બહેન, જતાં આવતાં આઠેક કોશથી વધારે રસ્તો નથી, વળી અજવાળી રાત છે, એટલે લહેરથી લઇ જાત; પરંતુ રસ્તો સારો નથી,—ભય છે. પાછા ફરતાં મોડું થઈ જાય તો, એકલો ગાય સાચવું કે છોકરાને સાચવું કે પોતાને સાચવું ? શું કરું, કહો તો બહેન ?'

રસ્તામાં ભય શો હતો તે આ પ્રદેશમાં સૌ કોઈ જાણતું હતું. દાદીમા એકદમ વિરુદ્ધ થઈ ગયાં, બોલ્યાં: 'ના, નથી જવાનું. જો નાસી જઈશ તો તારી નિશાળના માસ્તર સાહેબને ચિઠ્ઠી લખી મોકલીશ. પચાસ સોટીઓ ખાવી પડશે.'

નિરુપાય થઇ પછી મેં બીજી યુક્તિ ખોળી કાઢી. નયનના ગયા પછી, તળાવમાં નહાઈ આવું કહી તેલ

ચોપડી ટુવાલ લઈ નીકળી પડ્યો. નદીના કાંઠા પરનું જંગલ અને આંબા ફણસના વનમાં થઈને બે અઢી માઈલ દોડતો દોડતો જ્યાં અમારો કાચો રસ્તો પાકા રસ્તાને આવી મળે છે, ત્યાં જઈને ઊભો રહ્યો. દશેક મિનિટ પછી નયન આવતો દેખાયો.

મને જોઇ તેણે પહેલાં તો ખૂબ ઠપકો દીધો, પછી હું કેવી રીતે નાસી આવ્યો છું તે સાંભળી એકદમ હસી પડ્યો. તે બોલ્યો: ‘ ચાલ ભાઈ, નસીબમાં હશે તે થશે. આટલે આવીને હવે પાછા નહિ જવાય.’

નયનચાંદે સાતગામની એક દુકાનેથી મમરા, પતાસાં વગેરે ખરીદી મારા અંગરખાની ચાળમાં બાંધી આપ્યાં. તે ખાતાં ખાતાં લગભગ બપોર વેળા બંને જણ વસંતપુર એની ફોઈને ઘેર આવી પહોંચ્યા. ફોઈની અવસ્થા પૈસેટકે સારી હતી. ઘરની



મોટી વહુએ ફરાળની જોગવાઈ કરી આપી

પાસે જ કુન્તી નદી હતી. નદી હતી નાની, પરંતુ પાણી હતું—ભરતીઓટ આવતી હતી. હું નહાઈ આવ્યો, એમની મોટી વહુએ કેળનાં પાંદડાંમાં પૌંઆ, ગોળ, દૂધ, કેળાં વગેરે આણી ફરાળની જોગવાઈ કરી આપી.

જમી રહ્યા પછી નયનની ફોઇએ કહ્યું: 'છોકરો ચાર પાંચ કોશ રસ્તો ચાલીને આવ્યો છે, ફરી પાછું એટલું જવાનું છે. અત્યારે સૂઈ જરા આરામ લેવા દો, પછી નમતે પહોરે જવાશે.'

ફોઈનો નાનો છોકરો લાકડી કાપી લઈ આવવા જંગલમાં ગયો.

નયન અને હું બંનેય રસ્તો ચાલીને એવા થાકી ગયા હતા કે અમારી ઊંઘ જ્યારે ઊડી ત્યારે ચાર વાગી ગયા હતા. આટલો દિવસ વીતી ગયો જોઈ નયનચાંદ જરા ચિંતાતુર થયો, પરંતુ મોઢે કશું બોલ્યો નહિ. દશેક મિનિટમાં જ અમે નીકળી પડ્યા.

નીકળતી વખતે ભેટ તરીકે નયન પાંચ રૂપિયા ફોઇને આપવા ગયો, પરંતુ ફોઈએ ન લીધા. પાછા આપતાં. બોલ્યાં: 'તારાં છોકરાંને પતાસાં લાવી ખવડાવજે.'

મારા ખભે લાકડીઓનો ભારો હતો. નયનના ડાબા હાથમાં ગાયનું દોરડું અને જમણા હાથમાં ચાર હાથ લાંબી વાંસની લાઠી હતી. પરંતુ ગાય

લઈને ઝડપથી ચાલી શકાય નહિ, એટલે બે કોશ જતાંમાં સાંજ નમી; આકાશમાં ચંદ્ર દેખાયો. રસ્તાની બેય બાજુએ મોટાં મોટાં પીપળાનાં ઝાડ ડાળેડાળ અને માથેમાથું અડકાડી એક થઇ ગયાં છે. રસ્તો અંધકારમય છે, એક માત્ર પાંદડાંની અંદર થઇને ચાંદનીનું ઝાંખું અજવાળું અહીંતહીં રસ્તા પર આવી પડે છે.

નયન બોલ્યો: 'ભાઇ, તમે મારી ડાબી તરફ આવી મારા ડાબા હાથમાંનું ગાયનું દોરડું પકડો, હું તમારી જમણી બાજુ રહીશ.'

'એમ શા સારુ, નયનભાઈ?'

'કંઈ નહિ, અમસ્તું.'

હું છોકરો હોવા છતાંયે સમજી શક્યો કે નયનનો કંઠસ્વર ચિંતાપૂર્ણ હતો.

**ધીમે** ધીમે, પાકો રસ્તો છોડી અમે કાચા રસ્તા પર આવી ગયા. એ તરફનું જંગલ વધારે ગાઢ થતું ગયું. ઘણા વરસનાં જૂનાં પીપળાનાં ઝાડની હારમાળાએ માથા ઉપર પાંદડાંનું ગાઢ ઢાંકણ કરી ક્યાંયે જરા જેટલું છિદ્ર રાખ્યું નહોતું કે ચંદ્રનું અજવાળું પડે. સાંજે ખેડૂતોના છોકરા આ રસ્તે

થઈને ગાય બળદ હાંકી ગયા છે, એમના પગની ધૂળ હજી યે નાક મોંમાં પેસે છે—એવે વખતે સામેથી પચાસ સાઠ હાથ દૂરથી, ફાટેલા ગળાની ચીસ સંભળાઈ: 'ઓય બાપરે, મારી નાખ્યો રે! કોઈ દોડો, દોડો, બચાવો!'

સાથે સાથે લાઠીઓનો ધડાધડ ધબાધબ અવાજ થયો. પછી બધું શાંત!

નયન સ્તબ્ધ બની ઊભો રહ્યો. બોલ્યો: 'હાય, ખલાસ થઈ ગયું!'

'શું ખલાસ થઈ ગયું, નયનભાઈ?'

'કોઈ માણસ.'

થોડીવાર શાંત ઊભા રહી તેણે કંઇ વિચાર કર્યો, પછી બોલ્યો: 'ચાલો ભાઈ, આપણે જરા સાવચેતીથી ચાલીએ'

ગાય ડાબી બાજુ, નયન જમણી બાજુ, હું બંનેની વચમાં. બાળપણથી સાંભળતો આવ્યો છું, કોઇ કોઈ વખત જોયું પણ છે, એટલે બાળક હોવા છતાં યે હું બધું સમજ્યો.

'કોઇ દોડો, દોડો, બચાવો!' આ શબ્દો હજી કાનમાં વાગતા હતા. બીતો બીતો હું બોલ્યો: 'નયનભાઈ, પેલા લોકો બધા સામે ઊભા છે, આપણે જશું કેવી રીતે? મારશે તો—'

'ના, ભાઈ ના. હું ઊભો છું ત્યાં લગી કોઈ નહિ મારે ! એ લોકો વાટપાડુ ખરાને ! આપણને જોતાં જ ભાગી જશે. એ લોકો ખૂબ બીકણ હોય છે.'

ગાય, હું અને નયનચાંદ ત્રણે જણ ધીરે ધીરે આગળ વધવા લાગ્યાં. ભયથી મારા પગ ધ્રૂજે છે, શ્વાસ પણ લઈ શકતો નથી એવી દશા છે. ઝાડના પડછાયામાં અને ધૂળના ગોટામાં અત્યાર સુધી કશું યે દેખાતું નહોતું. પણ પંદર વીસ હાથ આગળ વધતાં જ જાણે પાંચ છ માણસ દોડતા પીપળાના ઝાડની પાછળ જઈ છુપાઈ ગયા હોય એવું દેખાયું.

નયને એકદમ ઊભા રહી જઈ હાકોટો કર્યો. કેવું ભયંકર ગળું ! તે બોલ્યોઃ 'ખબરદાર કહું છું તમને ! બામણનો છોકરો સાથે છે. પાવડો છૂટો માર્યો છે તો તમારામાંથી એકેયને જીવતો નહિ છોડું એ યાદ રાખજો.'

કોઈએ જવાબ ન દીધો.

અમે જરા આગળ આવી જોયું તો કોઇ માણસ ઊંધે માથે રસ્તાની ધૂળમાં પડ્યો હતો. આછા અડધા ચંદ્રનું અજવાળું એના શરીર પર પડતું હતું. નયન નીચો વળી જોઇ હાય હાય કરી ઊઠ્યો. મરનારના નાકમાંથી,કાનમાંથી ને મુખમાંથી લોહી નીકળતું હતું. માત્ર બંને પગ તે વખતે ય થર થર કાંપતા હતા.

ખભા પર ભેરવેલી ભિક્ષાની ઝોળી તે વખતે ય ખભે હતી, પરંતુ ચોખા ધૂળમાં વેરાઈ ગયા હતા. હાથમાંનો એકતારો લાઠીનો ઘા પડતાં ભાંગી તૂટી થોડે દૂર જઈ પડયો હતો.



કોઈ માણસ ઊંધે માથે રસ્તાની ધૂળમાં પડયો હતો!

નયન ટટાર થઈ ઊઠી ઊભો થયો ને બોલ્યો: "એ....ઇ નારકી, નરકના કીડા! તમે લોકોએ વગર કારણે એક વૈષ્ણવનો જીવ લીધો છે! આ તમે કર્યું શું?'

પળ પહેલાંનો નયનનો ભીષણ કંઠ એકદમ જાણે વેદનાથી ભરાઇ ગયો.

પરંતુ સામા પક્ષમાંથી જવાબ ન આવ્યો. નયનના દુઃખનું મોટું કારણ એ હતું કે એ પોતે વૈષ્ણવ હતો. એ ગળામાં જાડી જાડી તુલસીની માળાઓ પહેરતો. એના નાકે તિલક અને આખા શરીરે અનેક છાપો

હતી. એના ઘરમાં એક નાની પૂજાની ઓરડી હતી, તેમાં મહાપ્રભુનો શ્રીપટ પધરાવેલો હતો. હજાર વાર ઈષ્ટ નામનો જપ કર્યા વગર તે કદી પાણી પીતો નહિ. નાનપણમાં પાઠશાળામાં બારાખડી શીખ્યો હતો. અત્યારે પોતાના પ્રયત્ને મોટા મોટા અક્ષરે છાપેલી ચોપડી સહેલાઈથી વાંચી શકતો હતો. દીવાના અજવાળે સેવાના ઓરડામાં બેસી તે મોડી રાત સુધી વૈષ્ણવ ધર્મગ્રંથ રાગ કાઢી વાંચતો. તે માંસ ખાતો નહિ, અને ભવિષ્યમાં એક દિવસ માછલી પણ છોડી દેવાની તેની ધારણા હતી.

એ વૈષ્ણવ કેવી રીતે થયો એનો પણ નાનો સરખો ઇતિહાસ છે, અહીં એ કહી નાખું. અત્યારે એની ઉંમર લગભગ ચાળીસ વરસની છે, પરંતુ જ્યારે પચીસ ત્રીસની હતી, ત્યારે લૂંટફાટના કેસમાં સંડોવાઈ તે એક વખત વરસ દહાડો કાચી જેલમાં રહ્યો હતો. દાદીમાના એક ફોઈઆઇ ભાઈ જિલ્લામાં મોટા વકીલ હતા. એમની મારફત ખૂબ પ્રયત્ન અને પૈસો ખર્ચ્યા પછી દાદીમાએ એને છોડાવ્યો હતો. કાચી જેલમાંથી છૂટતાં જ સીધો એ નવદ્વીપ ગયો હતો અને ત્યાં કોઈ ગોસ્વામીની પાસે દીક્ષા લઈ, માથું મુંડાવી, ધારણ કરી તુલસીની માળા પહેરી તે ગામમાં પાછો આવ્યો હતો. તે દિવસથી એ ચુસ્ત વૈષ્ણવ બન્યો હતો.

નયન ઘણી વખત આવી મારી દાદીમાને સાષ્ટાંગ પ્રણામ કરી જતો. બ્રાહ્મણ વિધવા, એટલે સ્પર્શ કરવાનો અધિકાર નહિ; તેથી કોઈ ઝાડનાં પાંદડાં ચુંટી લાવી એમના પગ આગળ મૂકતો, અને મા એને પગના અંગૂઠાથી સ્પર્શ કરે કે એ પાંદડાં તે ફરી ફરીને માથે, તથા ગળે અડકાડી કહેતોઃ 'બહેનબા, એવા આશીર્વાદ આપો કે આ વખતે મરીને સત કોમમાં જન્મ ધારણ કરું, જેથી તમારા પગની રજ હાથ વડે માથે ચડાવવા પામું."

મા સ્નેહથી હસીને કહેતાં: 'નયન, મારા આશીર્વાદથી તું ફરી બ્રાહ્મણ થઈને જન્મવાનો છે.'

નયનની આંખો ભીની થઈ જતી, તે કહેતોઃ 'એટલી બધી આશા નથી રાખતો, બહેન. મારાં પાપનો પાર નથી એ વાત બીજું કોઈ ન જાણે, પણ તમે જાણો છો. તમારી આગળ મેં કશું છુપાવ્યું નથી.'

મા કહેતાં: 'બધાં પાપ તારાં બળી ગયાં છે, નયન! તારા જેવા ભક્તિવાળા અને ભગવત્ સ્મરણમાં દૃઢ માણસો દુનિયામાં કેટલા છે! આ રસ્તો હવે કદી છોડીશ નહિ, પરલોકની કશી ચિંતા ન કરતો.'

નયન આંખો લૂછતો લૂછતો ચાલ્યો જતો. મા

બૂમ પાડીને કહેતાં: ' કાલે જરી પ્રસાદ લેતો જજે, નયન, જોજે, ભૂલતો નહિ.'

આ બધું મેં નજરે કેટલીયેવાર જોયું છે. એટલે જે વૈષ્ણવની પોતે તન તોડીને સેવા કરે છે તેની હત્યાથી એનું હૃદય ખળભળી ઊઠે અને એ ગુસ્સે થાય એમાં નવાઈ પામવા જેવું કશું નથી.

તે બોલ્યો: ' બિચારો નિર્દોષ બ્રાહ્મણ ભિક્ષા માગી સાંજ પડે ઘેર પાછો આવતો હતો, એની પાસેથી શું મળવાનું હતું કે એને મારી નાખ્યો, બોલ જોઉં? બહુ બહુ તો બેચાર આના. ધારું તો હું તમને બધાયને આમ ગરદન મારું.'

આ વખતે ઝાડની પાછળથી અવાજ આવ્યો: ' બેચાર આના પણ કોણ આપે છે? તારી ચૌદ પેઢીનું નસીબ કે આ ફેરો તું બચી ગયો. ધરમની વાત પછી કહેજે. ભાગી જા, ભાગી જા!'

એ પૂરું બોલી રહે તે પહેલાં તો નયન વાઘની પેઠે ઘુરકી ઊઠ્યો: ' શું કહ્યું, હરામજાદા! હું નાસી જાઉં? તમારી બીકે?'

પછી ગજવામાંથી પાંચ રૂપિયા બહાર કાઢી ખણિંગ ખણિંગ કરતા એકહાથમાંથી રૂપિયા બીજા હાથની મૂઠીમાં લઈ બોલ્યો: ' આટલા બધા રૂપિયાનો મોહ જવા દઈશ નહિ, તને કહું છું. તાકાત

હોય તો બધા એક સાથે આવી લઈ જાઓ. પણ ફરી ચેતવણી આપું છું કે આ મારા બાળા ભાઈનો જો વાળ પણ વાંકો થયો છે તો તમને બધાયને સદાને માટે ધૂળ ભેગા કર્યા વિના ઘેર નથી જવાનો. હું શેતલાનો નયન છું, જે તે નથી. કહું છું, નામ સાંભળ્યું છે કે ખાલી એમને એમ લાઠી હાથમાં લઈ ભિખારીનું ખૂન કરતા ફરો છો? નીચ કૂતરાં!'

ઝાડની નીચે બિલકુલ હલચલ બંધ થઈ ગઈ. બેએક મિનિટ શાંત રહી નયને ફરીથી વધુ કડવા શબ્દોમાં હાકલ કરી: 'કેમ રે, આવે છે કે રૂપિયા ગજવામાં લઈને પાછો ઘેર જાઉં?'

કંઈ જવાબ નહિ.

રસ્તા પર બેત્રણ પાવડા હતા. નયને એકે એકે તે ઉપાડી ભેગા કરી લઇ કહ્યું: 'ચાલો ભાઈ, હવે ઘેર જઇએ. રાત પડવા આવી, તમારી મા કેટલી ચિંતા કરતાં હશે. એ બધો શિયાળ કૂતરાંનો વસ્તાર છે, બીજું શું? માણસની પાસે આવે શાનો? તમે એક માછલાં પકડવાની લાકડી હાથમાં લઈ પાછળ પડો તોયે બધા ભાગવા માંડે, બાળા ભાઈ.'

આટલી વારમાં મારો ભય ચાલ્યો ગયો હતો અને હિંમત વધી ગઈ હતી. મેં કહ્યું: 'પાછળ પડું, નયનભાઈ?'

નયન હસી પડયો. બોલ્યોઃ ‘ રહેવા દે, ભાઈ ! શું કામ ? બચકું ભરી બેસે. ’

ફરી અમે ચાલવા માંડયું. નયન કંઇ જ બોલતો નથી, મારા એક પણ પ્રશ્નનો એ હા કે ના કંઈ જવાબ જ દેતો નથી. થોડેક આવતાં જ એક મોટા ઝાડની અંધારી છાયામાં તે એકદમ ઊભો રહી ગયો ને બોલ્યોઃ ‘ ના, બાળાભાઇ, નજરે જોયા પછી છોડી જવાનું નહિ બને. બ્રાહ્મણ વૈષ્ણવની હત્યાનો બદલો હું લેવાનો. ’

‘ કેવી રીતે બદલો લેશો, નયનભાઈ ? ’

‘ એકાદ બેટમજી પણ હાથમાં નહિ આવે ? પછી બે જણા મળી એને લાઠીએ લાઠીએ પૂરો કરીશું. ’

લાઠીએ લાઠીએ મારવાના આનંદથી હું જાણે કે ભાન ભૂલી ગયો. કોઈ નવી જાતની રમત જડી હોય તેમ. એ લોકો વિષે કેટકેટલી ભયંકર વાતો સાંભળી હતી, પણ બધી જૂઠી. નયને જવા ન દીધો, નહિ તો, હું જ પાછળ પડીને એકાદને પકડી લાવત.

મેં કહ્યુંઃ ‘ નયનભાઇ, તમે એક બેટમજીને બરાબર પકડી રાખજો, હું એકલો જ એને પૂરો કરીશ. પણ મારી માછલાં પકડવાની લાકડી ભાંગી જશે તો ? ’

નયન ફરી હસીને બોલ્યોઃ ‘ એ લાકડીના ઘાએ એ નહિ મરે, ભાઇ, આ લાઠી લો. ’

આમ કહી તેણે ભેગા કરેલા ધોકામાંથી એક મારા હાથમાં આપી કહ્યું: 'ગાય લઈને અહીં જરા ઊભા રહો, ભાઈ! હું હમણાં જ એક બે બેટાને પકડી લાવું છું. પણ જો જો, ચીસો ને રડારડી સાંભળી બીશો નહિ.'

'ના રે-બીક શાની? આ હાથમાં ધોકો છે ને!'

નયને બાકીના બે ધોકા બે બગલમાં દબાવ્યા; ભારે મોટી ડાંગ ડાબા હાથમાં રાખી, અને પછી રસ્તો છોડી જંગલની ધારે ધારે લપાતો છુપાતો ચાલ્યો. ઠગ લોકોએ ધારેલું કે અમે જતા રહ્યા છીએ; તેથી નિશ્ચિંત થઈ, તેઓ પાછા ફરી પેલા મૃત ભિખારીનાં ગજવાં તપાસી, ઝોળી ઠાલવી શું નીકળે છે તે શોધી રહ્યા હતા. ઓચિંતી એક જણની નજર નજીકમાં ઝાડની પાછળ ઊભેલા નયન ઉપર પડી.

તેણે બીને રાડ પાડી: 'કોણ ઊભું છે ત્યાં?'

'હું નયન. એમને એમ ઊભા રહો. જો દોડવાનું કર્યું છે તો મૂઆ સમજજો.'

પરંતુ વાક્ય પૂરું થાય તે પહેલાં તો ઘણા પગની દોડાદોડ મારે કાને સંભળાઈ અને લગભગ એની સાથો સાથ અસ્પષ્ટ આર્ત સ્વરે ચીસ પાડી જાણે કોઈ ગડથોલિયાં ખાઈ એક ઝાડવા ઉપર ઊથલી પડ્યું.

નયને બૂમ પાડી: 'એક બેટો હાથમાં આવ્યો છે, બાળાભાઈ, બીજા નાસી ગયા.'

શુભ સમાચાર સાંભળી ત્યાં ઊભો ઊભો જ હું કૂદવા લાગ્યો: મેં બૂમ પાડી કહ્યું: 'એને પકડી લાવો, નયનભાઈ, હું ધોકે ધોકે પૂરો કરીશ. જો જો, તમે મારી ન નાખતા !'

'ના ભાઈ, તમે જ મારજો.'

ફરી એક કરુણ સ્વર સંભળાયો, નયનની લાઠીના ગોદાનું ફળ હશે. બેએક મિનિટ પછી એક માણસને લંગડાતો લંગડાતો આવતો મેં જોયો, એની પાછળ નયનચાંદ હતા.



તેની મૂર્તિ જોઈ હું ભયથા થથરી ઊઠયો.

પાસે આવતાં જ તેણે હાય રે કરી રડી પડી મારા પગ પકડી લીધા. નયને આંચકો મારી તેને ઊંચો કરી ઊભો કર્યો. હવે તેની મૂર્તિ જોઈ હું ભયથી થથરી ઊઠયો. મોઢે મેશ ચોપડેલી હતી, અને તે ઉપર ધોળાં ધોળાં ચુનાનાં ટપકાં હતાં. જેવો પાતળો હતો, તેવો લાંબો હતો. સેંકડો જગાએ ફાટેલાં લૂગડાં.

હજી એ રડતો હતો. એના ગાલ પર જોરથી એક ધોલ ચોડી દઈ નયન બોલ્યોઃ 'ચૂપ કર હરામજાદા! પૂછું એનો સાચો જવાબ દે. કેટલા જણ હતા? એમનાં નામ બોલ, ક્યાં રહે છે એ કહે!'

પહેલાં તો એ કશું કહેવા તૈયાર થયો નહિ, પરંતુ બરડામાં એક ગુંબો પડતાં સાથીદારોનાં નામ સડસડાટ કરતો બોલી ગયો.

નયન બોલ્યોઃ 'યાદ રાખજે, હું ભૂલવાનો નથી. હવે કહે, વૈષ્ણવ મહારાજ પડી ગયા પછી તેં પોતે કેટલા ઘા કર્યા હતા?'

'પાંચ સાત ઘા કર્યા હશે.'

નયનચાંદ દાંત કચકચાવીને બોલ્યોઃ 'વારુ, પાંચ સાત ઘા. જેવી રીતે વૈષ્ણવ મહારાજને સૂઇ રહેલા અમે જોયા છે, બરાબર એવી જ રીતે હવે તું સૂઇ જા! ભાઈ, આગળ આવો! આપણે પણ આ ધોકા વડે પાંચ સાત ઘામાં જ પૂરું કરવું પડશે. જોઈશ તમારા હાથમાં કેવું જોર છે તે. તું બેટા, મોડું કેમ કરે છે? ચાલ, સૂઇ જા!'

આમ કહી એનો કાન પકડી ખેંચી નયને એને રસ્તામાં બેસાડ્યો. અને તે સૂઈ જાય તે પહેલાં તેની પીઠ પર પોતે જ બે ત્રણ ભયંકર લાત લગાવી દઇ રસ્તાની ધૂળમાં તેને રગદોળી દીધો.

તે બોલ્યો: " મોડું ન કરશો ભાઈ, બરાબર તાકીને માથા પર લગાવો. બે ત્રણ ફટકાથી વધારેની જરૂર નહિ પડે. "

નયનનો કંઠસ્વર બદલાઈ ગયો હતોઃ આંખ મોં જાણે કોઈ બીજાનાં હોય તેવાં થઇ ગયાં હતાં !

એનો ચહેરો જોઈ શરીર પર રૂંવાડાં ખડાં થઇ ગયાં. નવી રમત તો શું શરૂ કરું, બીકથી હાથ પગ ધ્રૂજવા લાગ્યા. રડું રડું થઈ જઈ હું બોલ્યો: ' મારાથી નહિ બને, નયનભાઈ. '

' નહિ બને ? તો હું જ ખતમ કરી નાખું. '

' ના નયનભાઈ, ના, મારશો નહિ ! '

પરંતુ ઠગ લાત ખાઇને લાંબો થઈ પડ્યો હતો. તે બિલકુલ હાલતો ચાલતો નહોતો. જીવ બચાવવાનું પણ કહેતો નહોતો, એક અક્ષરે નહિ.

મેં કહ્યું: ' ચાલો એને બાંધીને થાણામાં સોંપી દઈએ. '

સાંભળી નયન જાણે ચમકી પડ્યો.

' થાણામાં ? પોલીસના હાથમાં ? '

' હા. એણે માણસનું ખૂન કર્યું છે એટલે સરકાર પણ એને ફાંસીએ ચડાવી, છો મારતી. જેવું કર્મ તેવું ફળ. '

નયન પળ વાર શાંત રહ્યો, પછી એને એક

લાઠીનો ઠોંસો મારી બોલ્યોઃ 'એઈ, ઊઠ.'

પરંતુ કંઇ જવાબ મળ્યો નહિ.

નયન બોલ્યોઃ 'સાચે મરી તો નથી ગયો? દુર્બલસિંગઃ—બે દિવસથી પેટમાં કદાચ મૂઠી ધાન પણ નહિ પડયું હોય—અને પાછો લોકોને મારવા નીકળ્યો છે. જા સાલા, આઘો ખસ, ઊઠીને ઘેર જા.'

પરંતુ એ તો એમનો એમ પડયો રહ્યો. નયને પછી નીચા નમી તેના નાકે હાથ મૂકી પરીક્ષા કરી કહ્યું: 'ના, મરી નથી ગયો. બેભાન થયો છે. ભાનમાં આવતાં પોતે જ ઘેર જતો રહેશે. ચાલો ભાઈ, આપણે પણ ઘેર જઈએ. બહુ મોડું થઈ ગયું. મા ચિંતા કરતાં હશે.'

રસ્તે જતાં જતાં મેં કહ્યું: 'શું કરવા જવા દીધો એને, નયનભાઈ? પોલીસના હાથમાં સોંપ્યો હોત તો સારું થાત.'

'શાથી એમ કહે છે, ભાઇ?'

'સરસ ફાંસીની સજા થાત. ખૂન કરનારને ફાંસીની સજા થાય છે એવું અમારી નિશાળની ચોપડીમાં લખેલું છે.'

'લખેલું છે, ભાઇ?'

'છેસ્તો. ચાલોને, ઘેર જઇ તમને ચોપડી ઉઘાડી દેખાડીશ.'

નયન નવાઈનો ભાવ દેખાડી બોલ્યો: ‘ શું કહો છો, ભાઈ, એક માણસને મારવા માટે બીજા એક માણસને મારી નાખવો ? ’

‘ હા. એવું જ. એ જ સજા એને યોગ્ય છે. અમે ભણી ગયા છીએ. ’

નયન જરા હસીને બોલ્યો: ‘ પરંતુ, દુનિયામાં બધું યોગ્ય નથી થતું, ભાઈ ! ’

‘ કેમ નથી થતું, નયનભાઈ ? ’

નયને એકદમ જવાબ ન દીધો, જરા વિચાર કરીને બોલ્યો: ‘ કદાચ જગતમાં બધા પકડાવી દઈ શકતા નથી એટલે હશે. ’

કેમ પકડાવી દઈ શકતા નથી, કેમ માણસ આવો અન્યાય કરે છે એ બધું હું તે દિવસે પણ સમજ્યો નહોતો, આજે પણ સમજ્યો નથી. તેમ છતાં, આ શબ્દોનો જ વિચાર કરતાં કરતાં થોડો રસ્તો ચાલ્યા પછી મેં પૂછ્યું: ‘ વારુ, નયનભાઈ, એ લોકો પાછા જઈને ફરી માણસનું ખૂન કરવાના ? ’

નયન બોલ્યો: ‘ ના ભાઇ, હવે નહિ કરે ! હું જીવતો છું ત્યાં લગી એ લોકો આ કામ ફરી કદી નહિ કરે. ’

જવાબ સાંભળી હું બહુ ખુશ થઇ શક્યો નહિ. ફાંસી દેવાવી જોઈએ એ મને મનગમતું હતું.

મેં કહ્યું: 'પરંતુ એ લોકો તો બચી ગયા. સજા તો થઇ નહિ.'

નયન બેધ્યાન બની કંઈ વિચાર કરી રહયો હતો, તે બોલ્યો: 'શી ખબર,—થશે કદાચ એક દિવસ.'

બીજી જ પળે ભાનમાં આવી તે બોલ્યો: 'મને તો આના જવાબની નથી ખબર, ભાઈ! તમારાં દાદીમાને ખબર છે. તમે મોટા થઈને કોક દિવસ એમને પૂછી જોજો.'

પરંતુ મોટા થતા સુધી રાહ જોવાનું મારાથી ખમાયું નહિ. ઘરમાં પગ દેતાં જ બધી વાત, માત્ર હાથ પગ ધ્રૂજેલા તે વાત છુપાવીને—શરીરના યથાયોગ્ય હાવભાવ પૂર્વક અમારી ઠગ-વિજયની કથા વિસ્તારથી વર્ણન કરી મેં દાદીમાને કહી દીધી. બધી વાત ધ્યાનપૂર્વક સાંભળી માત્ર એક નિઃશ્વાસ નાખી મને છાતી સરસો ખેંચી લઈ મા શાંત થઈ ગઈ.

નયન અત્યાર સુધી ગુપચુપ સાંભળી રહ્યો હતો. મારી વાત પૂરી થયા પછી પાંચ રૂપિયા દાદીમાના પગ આગળ મૂકી બોલ્યો: 'ગાય એમને એમ મળી. તમારા રૂપિયા તમારી પાસે પાછા આવ્યા, બહેન. એ ન લીધા કોઈ બાએ કે ન લીધા તમારી ભાભીના ભાઈઓ રસ્તામાં મળ્યા'તા એમણે.'

દાદીમા જરા હસીને બોલી: ‘ હવે મળીશ ત્યારે ભાભીને કીધા વગર નહિ રહું. પણ આ રૂપિયા હું પણ નહિ લઉં, નયન ! એ તારા ઠાકોરજીના ભોગમાં વાપરજે, જા ! પરંતુ એક વાત આજે તને કહું છું, નયન, હજી તું ખરો વૈષ્ણવ નથી થયો. ’

‘ કેમ, બહેન ? ’

‘ વૈષ્ણવો શું રૂપિયા ખખડાવીને લોકોને ભોળવે ? માની લે કે રૂપિયાનો મોહ ન રોકી શકતાં એ લોકો દોડી આવ્યા હોત તો ? ’

‘ તો બીજા પાંચ છ મરત. તો નયનના પાપથી ભરેલા હોડકામાં કેટલો ભાર વધી જવાનો હતો બહેન ?’

દાદીમા કંઈ બોલી નહિ. એ મૌનનો અર્થ એક તેમને ખબર, અને બીજો નયનને ખબર. પરંતુ, એ પણ આગળ કંઈ બોલ્યો નહિ. દૂરથી માને સાષ્ટાંગ પ્રણામ કરી પાંચ રૂપિયા માથે અડકાડી મૂંગો મૂંગો એ બહાર નીકળી ગયો.

# દેવઘરનું સ્મરણ

દાક્તરના હુકમથી હું દેવ-ઘરમાં હવાફેર કરવા આવ્યો હતો. આવતી વખતે રવીન્દ્રનાથની પેલી કવિતા વારંવાર યાદ આવતી હતી—

દવા અને દાક્તર—
વ્યાધિ કરતાં આધિ મોટી.
સાંધા જ્યારે તૂટું તૂટું કરે,
બોલે, જાઓ હવાફેર પરે.

હવાફેરથી સાધારણ રીતે શું થાય છે તેનીયે લોકોને ખબર છે, છતાં પાછા આવે પણ છે. હું પણ આવ્યો છું. ચોતરફ દિવાલવાળા બગીચામાં આવેલા એક મોટા મકાનમાં રહું છું.

રાતના ત્રણ વાગ્યાથી, નજીકમાં ક્યાંક, કોઈ જાડા એકધારા સૂરે ભજન શરૂ કરે છે, તે સાંભળી ઊંઘ ઊડી જાય છે, અને બારણું ઉઘાડી પરસાળમાં આવી બેસું છું.

ધીમે ધીમે રાત પૂરી થવા આવે છે. પંખીઓની અવરજવર શરૂ થાય છે. બધાં પક્ષીઓમાં સૌથી વહેલી દેવચકલી ઊડતી દેખાઈ. અંધારું ખલાસ થાય એ પહેલાં જ એનું ગાયન શરૂ થઈ જાય છે, પછી એક બે, એક બે કરીને બુલબુલ, ચકલી, મેના વગેરે આવે છે. જોડેના ઘરના આંબા પર, અમારા ઘરની બકુલકુંજમાં રસ્તા પરના પીપળાની ટોચે—બધાંને નજરે જોઈ શકતો નહિ, પરંતુ દરરોજ સાંભળવાની ટેવને લીધે એવું લાગતું,



જાણે એ દરેકને ઓળખું છું. પીળા રંગનાં બે પંખી જરા મોડાં આવતાં. દિવાલની લગોલગ યુકેલિપ્ટસના ઝાડની ઊંચામાં ઊંચી ડાળે બેસી તેઓ દરરોજ હાજરી નોંધાવી જતાં. ઓચિંતાં બે દિવસ શી ખબર કેમ એ આવ્યાં નહિ, તેથી હું બહુ ગભરાઈ ગયો. કોઈએ પકડી લીધાં તો નહિ હોય? આ પ્રદેશમાં પારધીઓની ખોટ નથી. પંખી પકડવાનો જ તેમનો ધંધો છે—પરંતુ ત્રણ દિવસ પછી ફરી બંનેને પાછાં આવેલાં જોઈ મનમાં થયું, હાશ, ખરેખરી એક ચિંતા ટળી ગઈ.

આવી રીતે સવાર વીતે છે. સાંજે દરવાજા

બહાર રસ્તા પર આવી બેસું છું. ફરવાની મારામાં શક્તિ નથી, પણ જેમનામાં છે તેમના તરફ ધારી ધારીને જોયા કરું છું. મધ્યમ વર્ગના ગૃહસ્થોના ઘરમાં માંદાંઓમાં સ્ત્રીઓની જ સંખ્યા ઘણી વધારે હોય છે એમ મને જણાતું.

સૌથી પહેલાં ફૂલેલા પગવાળી નાની ઉંમરની સ્ત્રીઓનું ટોળું નીકળતું. સમજી જતો કે એ બધી જલંદરની પ્રજા છે. ફૂલેલા પગની શરમ ઢાંકવા માટે એ બિચારીઓ કેટલી કાળજી રાખે છે! મોજાં પહેરવાની ઋતુ નથી, ગરમી ખૂબ પડે છે, તોયે કોઈ કોઈએ પગમાં ચપોચપ મોજાં પહેરેલાં દેખાય છે. જોયું તો કોઈએ વળી જમીન સુધી ઘસડાય તેમ કપડાં પહેર્યાં છે,—તેથી ચાલવામાં વિઘ્ન આવે છે, તોપણ, કુતૂહલવશ લોકોની નજરથી તેઓ પોતાની ખોડ છુપાવી રાખવા ચાહે છે.

પણ મને સૌથી વધારે દુઃખ થતું, એક ગરીબ ઘરની છોકરીને જોઈને. તે એકલી જતી. સાથે સગું વહાલું કોઈ નહિ, માત્ર નાનાં નાનાં ત્રણ ભાઈ બહેન. ઉંમર એની ચોવીસ પચીસ વરસની હશે, પરંતુ શરીર દુબળું હતું, મોં પણ ફિક્કું હતું; ક્યાંયે જાણે બિલકુલ લોહી નથી! પોતાના શરીરને જ ઉપાડવાની શક્તિ નથી, તોયે સૌથી નાનો છોકરો

એના ખોળામાં હતો. એ ચાલી શકતો નથી, અને છતાં એને ઘેર મૂકીને આવવાની પણ સગવડ નથી. છોકરીની આંખની દૃષ્ટિમાં કેવો થાક વરતાય છે!

મને લાગતું, જાણે મને જોઈ તે શરમાય છે; કોઈ રીતે આ જગાએથી ઝટપટ નાસી છૂટું કે પત્યું એમ એને થાય છે. ફાટયાં તૂટયાં કપડામાં ત્રણે છોકરાંને ઢાંકી દરરોજ તે આ રસ્તે થઈને જતી. તે કદાચ એમ સમજતી હશે કે બીજા કશાથી કંઇ ફાયદો થયો નહિ, પણ સાંતાલ પરગણાનાં આરોગ્યદાયી હવાપાણીમાં ખૂબ કષ્ટ વેઠી ફરવાને લીધે હવે એ બધી ઊણપ ભરપાઇ થઈ જશે, પોતે સાજી થઈ જશે ને ફરી પાછી શક્તિ આવી જશે, ફરી પાછી આશા આવશે; ફરી પતિપુત્રની સેવા કરી સંસારમાં સ્ત્રીજીવનની સાર્થકતા કરી શકશે.

હું મનમાં મનમાં વિચાર કરતો, કે આ સિવાય બીજી શી ઇચ્છા તેનામાં હશે? બંગાળ દેશની છોકરી છે, આથી વધારેની કામના કરવાનું કોણે ક્યારે તેને શીખવ્યું છે? હું મનમાં મનમાં તેને આશીર્વાદ આપતો—એ સાજી થઈ એને ઘેર પાછી જાઓ! જે ત્રણ બાળકોએ તેની તમામ જીવનશક્તિ ચૂસી લીધી છે તેમને મોટાં કરવાનો તેને વખત મળો. તે કોની છોકરી છે, કોની વહુ છે, કયાં રહે છે; કશું યે હું જાણતો નથી; માત્ર આટલું જાણું

છું કે આ બંગાળ દેશની અસંખ્ય છોકરીઓના પ્રતીક રૂપે તે મારા મનમાં ઊંડી છાપ પાડી ગઈ છે, તે સહેજમાં ભુંસાવાની નથી.

મારી સાથે એક યુવાન મિત્ર આવ્યો હતો. નિ:સ્વાર્થ ભાવે તે સેવા કર્યા કરતો. કલકત્તામાં ભારે માંદગી વખતે એની સેવાની ખાતરી થઈ છે, અને અહીં આવીને ય એવું જ જોયું છે. કોઇ કોઇ વાર તે કહેતો : ' ચાલો ભાઇ, આજે જરા ફરી આવીએ.'

હું કહેતો : ' તું જા, ભાઈ, હું અહીં બેઠો બેઠો જ એ કામ પતાવી લઉં છું.'

તે અસહિષ્ણુ થઈ કહેતો : ' તમારા કરતાં તો કેટલા ઘરડા લોકો અહીં ફરવા નીકળે છે. જરા ફર્યા કર્યા વગર ભૂખ લાગવાની કેવી રીતે ?'

હું કહેતો : ' ભૂખ ઓછી લાગશે એ સહેવાશે, પરંતુ રસ્તામાં અમથા અમથા ફર્યા કરવાનું નહિ સહેવાય.'

તે ગુસ્સે થઈ એકલો જ ફરવા જતો. પરંતુ જતાં જતાં મને સાવધ કરતો જતો : ' અંધારામાં ઘરમાં જશો નહિ. દીવો લાવવા નોકરને બોલાવજો. આ તરફ સાપ ઘણા થાય છે. આમ ભોળો જીવ, પણ એના શરીર પર કોઇનો પગ પડે એ એને પસંદ નથી.'

તે દિવસે મિત્ર ફરવા ગયો હતો. હજી સાંજ પડવાને વાર હતી. જોઉં છું તો કેટલાક વૃદ્ધ પુરુષો ક્ષુધા–પ્રાપ્તિનું કર્તવ્ય સમાપ્ત કરી બની શકે તેટલી ઝડપે ઘર તરફ પાછા ફરી રહ્યા હતા. ઘણું કરીને એ લોકો વાયુથી પીડિત હતા, એટલે સાંજ પહેલાં જ તેઓને ઘરમાં પુરાઈ જવાની જરૂર પડતી. એમની ચાલ જોઈ મને વિશ્વાસ બેઠો. મને થયું, જાઉં, હું પણ થોડું ફરી આવું.

તે દિવસે હું ઘણું ફર્યો. અંધારું થવા આવ્યું. હું સમજતો હતો કે હું એકલો છું. ઓચિંતો પાછું વળીને જોઉં છું તો એક કૂતરો મારી પાછળ પાછળ આવી રહ્યો હતો.

મેં કહ્યું: ‘ કેમ રે, આવવું છે મારી સાથે? અંધારા રસ્તામાં ઘર સુધી મને પહોંચાડી શકીશ?’

તે દૂર ઊભો ઊભો પૂછડી હલાવવા લાગ્યો. હું સમજ્યો કે તે રાજી છે.

મેં કહ્યું: ‘ તો ચાલ મારી સાથે.’

રસ્તા પરના એક ફાનસને અજવાળે હું જોઈ શકચો કે કૂતરો ઘરડો થયો હતો. રોગથી પીઠના વાળ ખરી ગયા હતા, જરા ખોડંગાતો ચાલતો હતો. પરંતુ જુવાનીમાં એક દિવસ જોર હશે એમ લાગ્યું.

એને કંઇ કંઈ સવાલ પૂછતો પૂછતો હું ઘર નજીક આવી પહોંચ્યો.

દરવાજો ઉઘાડી મેં કૂતરાને બૂમ મારીઃ ‘ અંદર આવ. આજે તું મારો અતિથિ છે.’

તે બહાર ઊભો ઊભો પૂછડી હલાવવા લાગ્યો. કોઈ રીતે અંદર દાખલ થવાનો તેને વિશ્વાસ ન આવ્યો.

દીવો લઇને નોકર આવી પહોંચ્યો. એ દરવાજો બંધ કરી દેતો હતો. મેં કહ્યું: ‘ ના, ઉઘાડો જ રહેવા દે. જો કૂતરો આવે તો એને ખાવાનું આપજે.’

કલાકેક પછી ખબર કાઢતાં જાણ્યું કે તે આવ્યો નથી, ક્યાંક જતો રહ્યો છે.

બીજે દિવસે સવારે બહાર આવતાં જ જોઉં છું તો દરવાજાની બહાર મારો એ ગઈ કાલનો મેમાન ઊભો હતો. મેં કહ્યું: ‘ કાલે તને જમવાનું નિમંત્રણ આપ્યું હતું, છતાં તું આવ્યો કેમ નહિ ?’

જવાબમાં તે મારા મોં સામે જોઇ પહેલાંની પેઠે પૂછડી હલાવવા લાગ્યો. હું બોલ્યો: ‘ આજે તું જમવા આવજે. ખાધા વગર જઇશ નહિ, સમજ્યો ?’

જવાબમાં તેણે માત્ર જોરથી પૂછડી હલાવી. એનો અર્થ એવો હશેઃ સાચું કહો છો શું ?

રાત્રે નોકરે આવી જણાવ્યું કે પેલો કૂતરો આવીને આજે બહારની ઓસરીની નીચે આંગણામાં બેઠો છે.

મેં રસોયા મહારાજને બોલાવી કહી દીધું: ‘ એ મારો મેમાન છે. એને પેટ ભરીને ખાવાનું આપજો. ’



દરવાજાની બહાર મારો એ ગઈ કાલનો મેમાન ઊભો હતો.

બીજે દિવસે ખબર મળી કે અતિથિ અમને છોડી ગયા નથી. આતિથ્યની મર્યાદાનું લંઘન કરી તે આરામથી નિશ્ચિંત થઈ બેઠા છે.

મેં કહ્યું: ‘ ભલે, એને ખાવાનું આપજો. ’

મને ખબર હતી કે રોજ ખાવાનું ઘણું ફેંકી

દેવાય છે, એટલે એને ખવડાવવામાં કોઈને વાંધો નહિ આવે. પરંતુ વાંધો હતો અને ખૂબ મોટો વાંધો હતો. અમારા વધેલા અન્નની મોટી હકદાર બાગની માલણ હતી. મને એની ખબર નહોતી. એની ઉંમર ઓછી હતી, દેખાવે સારી હતી અને ખાવા સંબંધી એનું ચિત્ત નિર્વિકાર હતું. નોકરોને એના તરફ જ વિશેષ લાગણી હતી, એટલે મારા અતિથિને ઉપવાસ કરવા પડતા.

સાંજે રસ્તા પર જઈને હું બેસતો અને અતિથિને સામેથી આવી ધૂળમાં બેઠેલો જોતો. ફરવા નીકળું તો એ રસ્તાનો સાથીદાર બનતો. હું પૂછું: 'કેમ મેમાન, આજે કેવું રંધાયું હતું ? ચાવતાં કેવું લાગ્યું ?'

તે પૂછડી હલાવી જવાબ આપતો. હું તે પરથી સમજતો કે ભોજન એને ભાવ્યું છે. મને નહોતી ખબર કે માલણે એને મારી, ખેંચીને બહાર કાઢી મૂક્યો છે, બાગમાં એને એ ઢૂકવા જ દેતી નથી. એથી જ તો એ સામેના રસ્તા પર બેસીને વખત કાઢે છે. મારા નોકરોનો પણ એમાં સાથ હતો.

એકાએક મારું શરીર બગડી આવ્યું, બે દિવસ હું નીચે ઊતરી શક્યો નહિ. બપોરે ઉપરના ખંડમાં પથારીમાં પડી રહેતો. છાપું હમણાં જ વાંચી રહ્યો હતો.

બારીમાંથી, બહારના ભીષણ તાપથી તપેલા નીલ આકાશ સામે જોઈ બેધ્યાન બની વિચાર કરી રહ્યો હતો કે આ કૉન્ગ્રેસના ગોરલોકો! પ્રધાન થવાની તેમને કેટલી ઉગ્ર વાસના હોય છે! અને છતાં નિસ્પૃહતાના ઢાંકણ નીચે તે છુપાવવા કેટલી ચાતુરી કરે છે! કાયદો ઘડતી વખતે જેમણે તેમનો એક અક્ષરે સાંભળ્યો નહિ, તેમની જ સાથે આજે અર્થ સંબંધી કેવી જીવ સટોસટની લડાઈ! તેઓ નિઃશંક સાબીત કરી આપવા માગે છે કે સામા પક્ષનો હેતુ સારો નથી. આથી મોટી વિડંબના કઈ!

એકાએક ઉઘાડા બારણામાંથી જમીન ઉપર પડછાયો પડ્યો. એ પડછાયો કૂતરાનો હતો. મેં લંબાવી જોઉં છું તો અતિથિ ઊભો ઊભો પૂંછડી હલાવે છે. બપોરે નોકરો બધા ઊંઘમાં પડ્યા છે; એમના ઓરડા બંધ છે, એટલે એ તકનો લાભ લઈ તે સીધો મારા ખંડ સામે આવી પહોંચ્યો છે. મને થયું કે એ દિવસથી મને જોયો નથી તેથી કદાચ મને જોવા આવ્યો હશે.

મેં બૂમ પાડી: ‘આવ મેમાન, અંદર આવ.’

તે ન આવ્યો, ત્યાં જ ઊભો ઊભો પૂંછડી હલાવવા લાગ્યો.

મેં પૂછ્યું: 'ખાધું કે નહિ? શું ખાધું આજે?'

ઓચિંતું મને લાગ્યું, જાણે એની આંખો ભીની છે, જાણે એ ખાનગીમાં મારી પાસે કંઈક ફરિયાદ કરવા આવ્યો છે.

મેં નોકરોને હાક મારી. એમનાં બારણાં ઊઘડવાનો અવાજ થતાં જ અતિથિ ભાગી ગયો.

મેં પૂછ્યું: 'કેમ, આજે કૂતરાને ખાવાનું આપ્યું હતું?'

'જી, ના. માલણે એને મારીને કાઢી મૂક્યો છે.'

'આજે તો ઘણું ખાવાનું વધ્યું છે, એ બધાનું શું થયું?'

'માલણ બધું ભેગું કરી લઈ ગઈ છે.'

આ બધી ધમાલ સાંભળી મિત્ર ઊંઘમાંથી ઊઠી આંખો ચોળતો ચોળતો અંદર આવ્યો. ધીમું હસીને તે બોલ્યો: 'મોટાભાઈનું એક તૂત! જ્યાં માણસને ખાવાનું મળતું નથી, ત્યાં રસ્તે રઝળતાં કૂતરાંને બોલાવી ખવડાવવાનું!'

સરસ! મિત્ર જાણે છે કે આના કરતાં જોરદાર દલીલ બીજી નથી. માણસને ન આપતાં કૂતરાને આપવું! આ સાંભળી હું કંઇ બોલ્યો નહિ. સંસારમાં કોનો હક કોની આગળ કેટલે સુધી પહોંચે છે એ હું એને કેવી રીતે સમજાવું?

ગમે તેમ હો, ફરી અતિથિને બોલાવવામાં આવ્યો. ફરી તેણે ઓસરીની નીચે આંગણાની ધૂળમાં નિરાંતે આસન જમાવ્યું છે. માલણની એને બીક જતી રહી છે. બપોર નમ્યે સાંજ પડયે ઉપરની ઓસરી-માંથી જોઉં છું તો અતિથિ આ તરફ જોઈ તૈયાર થઇ ઊભો છે. ફરવા જવાનો વખત થયો છે બરોને!

શરીર સુધર્યું નહિ. દેવઘર છોડવાનો દિવસ આવી પહોંચ્યો. તોપણ બે દિવસ જુદાં જુદાં બહાનાં કાઢી મેં મોડું કર્યું.

આજે સવારથી સરસામાન બંધાવા માંડયો છે. બપોરની ગાડીએ ઊપડવાનું છે. દરવાજા બહાર હારબંધ ગાડીઓ આવી ઊભી રહી. એમાં સામાન ભરાવા લાગ્યો. અતિથિ ખૂબ કામમાં છે, મજૂરોની પાછળ ઉપરા ઉપરી દોડાદોડી કરી જાપતો રાખવા લાગ્યો, વખતે કયાંય કંઈ ખોવાઈ ન જાય. એનો જ ઉત્સાહ સૌથી વધારે છે.

એક પછી એક ગાડીઓ ઊપડી. મારી ગાડી પણ ચાલવા માંડી. સ્ટેશન દૂર નથી. ત્યાં પહોંચી ગાડી-માંથી ઊતરવા જતાં જ જોઉં છું તો અતિથિ સામે ઊભો છે. 'કેમ રે, અહીં પણ તું આવ્યો છે?'

તેણે પૂછડી હલાવી એનો જવાબ દીધો. શી ખબર શું કહ્યું!

ટિકીટ લેવાઈ ગઈ. સરસામાન મુકાઈ ગયો. મિત્રે આવી ખબર આપ્યા કે ગાડી ઊપડવાને હવે



ગાડીમાંથી ઉતરવા જતાં જ જોઉં છું કે અતિથી સામે ઊભો છે.

એક જ મિનિટની વાર છે. સાથે જે લોકો મૂકવા આવ્યા હતા તે બધાયને બક્ષિસ મળી, ન મળી માત્ર એક અતિથિને. ગરમ પવને ધૂળ ઉડાડી બધું ધુંધળું કર્યું છે; જતી વખતે એ ધૂળમાંથી, બહાર ઊભો ઊભો અતિથિ એકી નજરે મારી સામે જોઈ રહ્યો છે.

ગાડી ઊપડી.

ઘેર પાછા જવાની આતુરતા મનમાં બિલકુલ

જોવા જડી નહિ. માત્ર મનમાં એ જ વિચારો આવવા



લાગ્યા કે અતિથિ આજે પાછો ઘેર જશે ત્યારે લોઢાનો દરવાજો બંધ ભાળશે. અંદર દાખલ થવાનો કોઈ ઈલાજ નહિ. કદાચ રસ્તામાં ઊભા ઊભા બે ચાર દિવસ કાઢશે, કદાચ શાંત બપોરે કોઇ ઠેકાણે છુપાઇ ઊંચે ચડી મારો ખંડ ધારી ધારીને જોશે, પછી રસ્તાનો કૂતરો રસ્તાનો જ આશરો લેશે.

કદાચ, એનાથી વધુ તુચ્છ જીવ શહેરમાં બીજો નહિ હોય, તોપણ, હું દેવઘરમાં થોડાક દિવસ રહ્યો તેનું સ્મરણ એને જ યાદ કરીને લખી મૂકતો જાઉં છું.

# કલકત્તાના નતુનભાઈ

તે દિવસે સાંજે કડકડતી ઠંડી પડતી હતી. આગલે દિવસે મૂશળધાર વરસાદ પડવા છતાંયે ઠંડી સોયની જેમ શરીરમાં ભોંકાતી હતી. આકાશમાં પૂનમનો ચાંદો ખીલ્યો હતો. ચારે દિશાઓ જાણે ચાંદનીમાં નાહી રહી હતી.

એવામાં ઓચિંતો ઈન્દ્ર આવી પહોંચ્યો, ને બોલ્યોઃ 'પેલા ગામમાં નાટક થાય છે. આવવું છે?'

નાટકનું નામ સાંભળી હું એકદમ ઠેકડો મારી ઊભો થઇ ગયો.

ઈન્દ્ર બોલ્યોઃ 'તો કપડાં બદલી ઝટપટ મારે ઘેર આવી પહોંચ.'

પાંચેક મિનિટમાં એક ધાબળો ઓઢી લઈ દોડતો હું બહાર નીકળી પડયો. ત્યાં જવા માટે ટ્રેનમાં જવું પડે છે. મેં વિચાર કર્યો કે એમના ઘરની

ગાડીમાં સ્ટેશને જવાનું હશે એથી આટલી ઉતાવળ કરે છે.

ઈન્દ્રે કહ્યું: 'એવું નથી. આપણે હોડીમાં જશું.'

મારો ઉત્સાહ મંદ પડી ગયો. કારણકે ગંગાના પ્રવાહ સામે હોડી હંકારીને લઈ જતાં બહુ મોડું થવાનો સંભવ હતો. કદાચ વખતસર ન યે પહોંચી શકાય.

ઈન્દ્રે કહ્યું: 'ગભરાઈશ નહિ. પવન જોરથી ફુંકાય છે; મોડું નહિ થાય. મારા નતુનભાઈ કલકત્તાથી આવ્યા છે, તેમની ઈચ્છા નદી વાટે જવાની છે.'

'ભલે ત્યારે!'

હલેસાં બાંધી, સઢ ચડાવી અમે તૈયાર થઈને બેઠા પછી ઘણી વારે ઈન્દ્રના નતુનભાઈ ઘાટ પર આવી પહોંચ્યા. ચન્દ્રના અજવાળામાં તેમને જોઈ હું ડરી ગયો. કલકત્તાના બાબુ એટલે જ ભયંકર બાબુ. રેશમી મોજાં, ચળકતા પંપશૂ, આખું શરીર ઓવરકોટમાં લપેટેલું, ગળે ગળપટો, હાથમાં મોજાં, માથા પર ટોપી. પશ્ચિમ દેશની ઠંડી સામે એમની સાવચેતીનો પાર નહોતો. અમારી પ્રિય છતાં સામાન્ય હોડીને ખૂબ ભાંડી, કઠોર અભિપ્રાય પ્રકટ કરી ઈન્દ્રના ખભા પર ટેકો દઈ, મારો હાથ પકડી મહામહેનતે ખૂબ સાવધાનીથી હોડીમાં આવી તેઓ રોફબંધ બેઠા.

'તારું નામ શું, અલ્યા?'

બીતાં બીતાં મેં કહ્યું: 'શ્રીકાન્ત!' તેમણે દાંત ભચડતાં કહ્યું: 'પાછું શ્રી–કાન્ત–! વળી કાન્ત. લે; તમાકુ ભર. ઈન્દ્ર, હુકોનળી ક્યાં મૂક્યાં? છોકરાને આપ, તમાકુ ભરે.'

ઓ રે બાબા! માણસ નોકરને પણ આવો વિકટ ચહેરો કરી હુકમ કરતો નથી. ઈન્દ્ર ભોંઠો પડીને બોલ્યો: 'શ્રીકાન્ત, તું આવીને જરા સુકાન પકડ; હું તમાકુ ભરી દઉં છું.'

કંઈ જવાબ દીધા વગર હું તમાકુ ભરવા બેસી ગયો. કારણકે તેઓ ઈન્દ્રના મશિયાઈ ભાઈ હતા, કલકત્તાના વાસી હતા, અને હમણાં જ એલ. એ. પાસ થયા હતા.

પરંતુ, મને બહુ ખરાબ લાગ્યું. તમાકુ ભરી હુકો હાથમાં આપ્યો એટલે તેઓ પ્રસન્નવદને દમ ખેંચતાં ખેંચતા બોલ્યા: 'તું ક્યાં રહે છે, કાન્ત? તારા શરીર પર આ કાળું કાળું શું છે? ધાબળો? વાહ વાહ! કેવો સરસ ધાબળો છે! તેલની ગંધથી ભૂત ભાગી જાય. ઠરી જવાય છે, પાથરી દે જોઉં, બેસું!'

'હું આપું છું, નતુનભાઈ! મને ટાઢ નથી

લાગતી. આ લો.' કહી ઈન્દ્રે પોતાના શરીર પરની શાલ એકદમ કાઢીને ફેંકી. ગોટો વાળી તે લઈ પાથરી તે પર નિરાંતે બેસી પછી તેમણે લહેરથી હુકો તાણવા માંડ્યો.

શિયાળો હતો એટલે ગંગા નદીનો પટ બહુ લાંબો નહોતો. અડધા કલાકમાં જ હોડી સામે પાર જઈ પહોંચી; પરંતુ તે સાથે સાથે પવન પડી ગયો.

ઈન્દ્ર ગભરાઈને બોલ્યોઃ ' નતુનભાઈ, આ તો ભારે મુસીબત થઇ. પવન પડી ગયો, હવે સઢ નહિ ચાલે '

નતુનભાઈએ જવાબ દીધો: ' આ છોકરાને આપને હલેસાં મારે !'

કલકત્તાવાસી નતુનભાઈના જ્ઞાન ઉપર ઇન્દ્રે સહેજ મ્લાન હસીને કહ્યુંઃ ' હલેસાં ? કોઈની તાકાત નથી, નતુનભાઈ, કે આ રેતમાંથી સામે વહેણે જઈ શકે. આપણે પાછા ફરવું પડશે.'

એ સાંભળી નતુનભાઈએ એકદમ અગ્નિસ્વરૂપ ધારણ કર્યુંઃ ' તો અહીં લાવ્યો શું કરવા, અક્કરમી ? ગમે તેમ કરીને પણ તારે મને લઈ જવો જ પડશે. મારે નાટકમાં હારમોનિયમ બજાવ્યા વગર ચાલવાનું નથી. એ લોકોએ ખાસ આગ્રહ કર્યો છે.'

ઇન્દ્રે કહ્યું: "તેમની પાસે બીજા વગાડવાવાળા છે,

નતુનભાઈ, તમે નહિ જાઓ તેથી કંઈ અટકી પડવાનું નથી.'

'નથી ? અટકી પડવાનું નથી ? આ જંગલનાં છોકરાં હારમોનિયમ બજાવવાનાં ! ચાલ, ચાલ, ગમે તેમ કરીને પણ મને લઇ જા!'

આમ કહી તેમણે એવું મોં કર્યું કે એ જોઇ મને આખે શરીરે ઝાળ ઊઠી. એમનું વાદન મેં પછી સાંભળ્યું છે, પરંતુ એ વાત કહેવાની કંઈ જરૂર નથી.

ઇન્દ્રની સ્થિતિ અને મુસીબત સમજી જઈ મેં ધીરે ધીરે કહ્યું : 'ઈન્દ્ર, દોરડું બાંધીને ખેંચી જઈએ તો ન જવાય ?'

વાક્ય પૂરું થતાં ન થતાંમાં તો હું ચમકી પડ્યો. નતુનભાઈ દાંત ભચરડી એવું મોં કરી બોલી ઊઠ્યા કે એ મોં હું આજે યે યાદ કરી શકું છું. તે બોલ્યાઃ 'તો ઊઠને, ખેંચવા માંડને ! જનાવરની પેઠે બેઠી શું કરવા રહ્યો છે ?'

પછી એક ફેરો ઇન્દ્ર, તો બીજો ફેરો હું; એમ વારાફરતી દોરડાં ખેંચતા અમે આગળ વધવા લાગ્યા. કોઇ વાર ઊંચા ટેકરા પર થઈને, તો કોઇ વાર નીચે ઊતરીને, તો કોઈ કોઈ વાર એ બરફ જેવા ઠંડા પાણીમાં મહાકષ્ટે ચાલવું પડતું. તેમાં યે વળી વચમાં વચમાં બાબુની તમાકુ ભરી આપવા માટે



વારાફરતી દોરડાં ખેંચતા અમે આગળ વધવા લાગ્યા હોડી થોભાવવી પડતી. તેમ છતાં બાબુ અચલ બેસી રહ્યા, તેમણે બિલકુલ મદદ કરી નહિ.

ઇન્દ્રે એક વખત તેમને સુકાન પકડવાનું કહ્યું, ત્યારે તેમણે જવાબ દીધો : 'હાથમોજાં કાઢીને આ ઠંડીમાં મારે ન્યુમોનિયા નોતરવો નથી.'

ઇન્દ્ર બોલવા ગયો : 'તો કાઢયા વગર'

'વાહ ! ત્યારે તો કીમતી મોજાં ધૂળ કરી નાખું, કેમ ! લે હવે તું તારે કરે છે તે કર્યે જાને !'

ખરેખર, આવા સ્વાર્થી દુષ્ટ માણસ જીવનમાં મેં બહુ થોડા જોયા છે. તેમનો એક નજીવો ખ્યાલ પાર પાડવા માટે, અમારી આટલી મુસીબત નજરે જોવા છતાં યે તે જરાયે વિચલિત થયા નહિ. છતાં

ઉંમરમાં અમે એમના કરતાં કેટલાયે નાના હતા. વખતે જરાક ઠંડી લાગતાં એમનું શરીર બગડી જાય, વખતે પાણીનો એક છાંટો પડતાં એમનો કીમતી ઓવરકોટ ખરાબ થઈ જાય, વખતે આઘાપાછા થતાં કંઈક વાગી બેસે, એ બીકે તેઓ સ્થિર થઈ બેસી જ રહ્યા અને ઉપરાઉપરી બૂમો પાડી હુકમો છોડવા લાગ્યા.

વળી બીજી મુસીબત આવી ઊભી. ગંગાની માફક હવાના પ્રતાપે બાબુની ભૂખ જાગૃત થઈ, અને જોત જોતામાં એ ભૂખ અખંડ ઠપકો દીધા કરવાને લીધે એકદમ ભયંકર બની ગઇ.

આ તરફ ચાલતાં ચાલતાં રાતના દશ વાગી ગયા હતા. નાટકમાં પહોંચતાં કદાચ રાતના બે વાગી જશે એવું સાંભળીને બાબુ જાણે ગાંડા બની ગયા.

રાતના અગિયાર વાગ્યા હશે, ત્યારે કલકત્તાના બાબુ નરમ થઈને બોલ્યા: 'હું ઈન્દ્ર, આ તરફ ભૈયા ભૈયાની વસતી બસતી નથી? ચણામમરા નહિ મળે?'

ઈન્દ્રે કહ્યું: 'સામે જ મોટી વસતી છે, નતુનભાઈ! જે જોઈશે તે મળશે.'

'તો ચલાવ, ચલાવ! એ છોકરા–એઇ–ખેંચને જરા જોરથી. ખાતો નથી શું? ઇન્દ્ર, કહેને જરા તારા પેલાને, જરા જોરથી ખેંચે.'

ઈન્દ્રે કે મેં કોઈએ તેનો જવાબ દીધો નહિ, જેમ ચાલતા હતા તેમજ અમે ચાલતા રહ્યા. થોડીવારમાં એક ગામ નજીક આવી પહોંચ્યા. અહીંયાં કિનારો ઢળતો હતો અને લાંબો થઈ પાણીમાં મળી ગયો હતો; જોર કરીને ધક્કો મારી હોડી છીછરા પાણીમાં ચડાવી દઈ અમે બંને હાશ કરી ઊઠયા.

બાબુ બોલ્યા: 'જરા હાથપગ છૂટા કરવા છે, નીચે ઊતર્યા વગર નહિ ચાલે.'

એટલે ઈન્દ્રે એમને ખભે ઊંચકી નીચે ઉતાર્યા. તેઓ ચાંદનીના અજવાળામાં ગંગાની સફેદ રેતીમાં ટહેલવા લાગ્યા.

અમે બંને તેમની ક્ષુધાશાન્તિ માટે ગામ તરફ ઊપડયા. જોકે અમે જાણતા હતા કે આટલી મોડી રાત્રે આવા ગરીબ નાનકડા ગામડામાં ખાવાનું મેળવવું એ સહેલી વાત નથી, તો પણ પ્રયત્ન કર્યા વગર કંઈ છૂટકો નહોતો. તેમ છતાં, તેઓશ્રીની એકલા રહેવાનીયે ઈચ્છા નહોતી. તે ઈચ્છા પ્રગટ થતાં જ ઈન્દ્રે તરત જ આપમેળે કહ્યું: 'ચાલોને, નતુનભાઈ, એકલા તમને અહીં બીક લાગશે, અમારી સાથે જરા ફરી આવજો. અહીં ચોરબોર છે નહિ, એટલે હોડી કોઈ લઈ જવાનું નથી. ચાલો!'

નતુનભાઈ મોં બગાડી બોલ્યા: 'બીક! અમે, દરજીવાડાના છોકરા—અમને યમરાજાની યે બીક નહિ,

છે ? પણ એથી કંઈ અમે હલકા લોકોની
.રીઓમાં પગ દેવાના નહિ ! સાળાઓના
ગંધ પણ નાકમાં જાય તો અમને રોગ
ય. ’
। છતાં તેમના મનની ઊંડી ઈચ્છા એવી હતી
તેમની ચોકી કરવા રહું અને તમાકુ ભરી

ંતુ હું એમની વર્તણૂકથી મનમાં મનમાં
મીજાઈ ગયો હતો કે ઇન્દ્રે સૂચના કરવા
.ણ હું કેમે એમની સોબતમાં એકલો રહેવા
થયો નહિ. ઈન્દ્રની સાથે જ હું ચાલ્યો.
જીવાડાના બાજુએ તાળી દેતાં દેતાં ગાયન
ડ્યુંઃ
કુન કુન પેયાલા—’
મે ઘણે દૂર સુધી છોકરી જેવો નાકમાંથી
ા એ ઝીણો સૂર સાંભળતા ગયા.
ન્દ્ર પોતે પણ પોતાના ભાઈની વર્તણૂકથી
ને મનમાં ખૂબ શરમ અને સંકોચ પામતો
તે ધીરે ધીરે બોલ્યોઃ ‘ એ લોકો કલકત્તાના
બરાને, એટલે આપણી પેઠે હવાપાણી એમ-
સહન થતાં નથી. સમજ્યો, શ્રીકાન્ત ! ’
’ કહ્યુંઃ ‘ હું. ’
ન્દ્રે પછી એમની અસાધારણ વિદ્યાબુદ્ધિનો

પરિચય—મારામાં શ્રદ્ધા ઉત્પન્ન કરવાનો હેતુ હશે—આપવા માંડયો. થોડા જ વખતમાં તેઓ બી. એ પાસ થઈ ડેપ્યુટિ સાહેબ થશે, એ પણ વાતવાતમ કહી દીધું.

ગમે તેમ, આટલાં વરસ પછી, તેઓ આજે કયાંના ડેપ્યુટિ છે, અથવા તો મૂળે એ નોકરી મળી છે કે નહિ તેની મને ખબર નથી પરંતુ એમ લાગે છે કે મળી હશે, નહિ તો બંગાળી ડેપ્યુટિઓની વખતોવખત આટલી સુખ્યાતિ કયાંથી સાંભળવા મળે ?

તે વખતે તેમની ઊગતી જુવાની હતી. કહે છે કે જીવનના આ સમય દરમિયાન હૃદયની ઉદારતા સહાનુભૂતિ અને વિશાળતા જેવી વધવા પામે છે તેવી બીજા કોઈ સમયમાં વધતી નથી. વળી, થોડાક કલાકના જ સંસર્ગમાં જે નમૂનો તેમણે બતાવ્યો હતો, તે આજે આટલા સમય પછી પણ ભૂલ્યો ભુલાયો નથી. તે ગમે તેમ, પણ નસીબમાં હોય તો જ કોઈ વાર આવો નમૂનો જોવા મળે છે; નહિ તો કયારનીયે દુનિયા રીતસર પોલિસથાણું બની ગઈ હોત. પણ જવા દો એ વાત.

પરંતુ, ભગવાન પણ તેમના ઉપર ક્રોધે ભરાયો હતો એ વાત વાચકને કહેવી જોઈએ. આ પ્રદેશના રસ્તા, ઘર, દુકાન, જણસભાવ બધુંયે ઈન્દ્રને બરા

બર જાણીતું હતું. તે સીધો મોદીની દુકાને જઈને ઊભો, પરંતુ દુકાન બંધ હતી અને દુકાનદાર ઠંડીની બીકે બારી બારણાં બંધ કરી ગાઢ ઊંઘમાં પડ્યો હતો. એ ઊંડાણ કેટલું અતાગ હતું એ તો જે જાણતો ન હોય તેને લખીને સમજાવવું અશકય છે. આ લોકો પિત્તરોગી, એદી જમીનદારો પણ નથી, કે બહુ ભારે મરતા, કન્યા પરણાવવાની જવાબદારીથી મુંઝાતા બંગાળી ગૃહસ્થો પણ નથી; એટલે એમને ઊંઘતાં આવડે છે. દિવસ બધો તનતોડ મહેનત કરીને રાત્રે જરા ખાટલા પર પડ્યા કે ઘરને આગ લગાડ્યા વગર, માત્ર બૂમો પાડીને કે બારણાં ખખડાવીને એમને જગાડવાની પ્રતિજ્ઞા જો ખુદ સત્યવાદી અર્જુન, જયદ્રથવધને બદલે કરી બેસે તો તેને પણ પ્રતિજ્ઞાભંગના પાપને લીધે બળી મરવું પડે એમ સોગન ઉપર કહી શકાય.

પછી અમે બંનેએ બહાર ઊભા રહી ખેંચાય તેટલો સૂર ખેંચી બૂમો પાડી, અને જેટલી જાતની યુક્તિઓ, માણસના મગજમાં આવી શકે તેટલી બધી એક પછી એક અજમાવી; પણ છેવટે અડધા કલાક પછી ખાલી હાથે પાછા આવ્યા.

પણ નદી પર કોઈ નહોતું! ‘ દરજીવાડાના વાસી ’નું નામ નિશાન કયાંયે નહોતું. હોડી જેમની

તેમ ત્યાં પડેલી હતી. ત્યારે એ ગયા ક્યાં?

અમે બંને જણે જીવ પર આવી બૂમો પાડી: 'નતુનભાઈ! નતુનભાઇ?'

પણ ક્યાં છે કોઈ! વ્યાકુળ બૂમો કેવળ ડાબા જમણા ઊંચા ઊંચા કિનારાઓ પર અથડાઈને અસ્પષ્ટ થઈ વારંવાર પાછી આવતી હતી. આ તરફ કોઈ કોઈવાર શિયાળામાં વાઘનો પગસંચાર થાય છે, એમ લોકોની જીભે કહેવાતું સાંભળ્યું હતું. ઘરબારી ખેડૂતો કોઈ કોઇ વાર ટોળાબંધ સૂવરોના ત્રાસથી ગભરાઈ જતા.

એકાએક ઇન્દ્રના મોંમાંથી આ શબ્દો નીકળી પડ્યા: 'વાઘ તો નહિ લઇ ગયો હોય!'

ભયથી આખું શરીર થથરી ઊઠ્યું. આ શું બોલ્યો! આ પહેલાં તેમની અતિશય દુષ્ટ વર્તણૂકથી હું ખૂબ ક્રોધે ભરાઈ ગયો હતો એ સાચું છે, પરંતુ મેં આવો ભારે શાપ તો નહોતો દીધો!

એકાએક બંનેની નજરે પડ્યું કે થોડે દૂર રેતી ઉપર કંઈક ચીજ ચાંદનીમાં ચળક ચળક થાય છે. પાસે જઈને જોયું તો નતુનભાઈના પેલા કીમતી પંપશૂમાંથી એક જોડો પડેલો હતો! ઇન્દ્ર એ ભીની રેતી ઉપર જ એકદમ સૂઈ પડ્યો: 'શ્રીકાન્ત! મારી માશીબા પણ આવેલાં છે! હું હવે ઘેર પાછો નથી આવવાનો.'

પછી ધીરે ધીરે બધી બિના સ્પષ્ટ થતી ચાલી. અમે જ્યારે મોદીની દુકાને ઊભા ઊભા તેને જગાડવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યા હતા, ત્યારે આ બાજુનાં કૂતરાં પણ ભેગાં થઈ એકી સાથે ચીસો પાડી અમને આ કમનસીબ ઘટનાના જ સમાચાર સંભળાવવા વ્યર્થ પ્રયત્ન કરી રહ્યાં હતાં. હવે એ વાત દીવા જેવી સ્પષ્ટ થઈ. હજીયે દૂરથી તેમની બૂમો સંભળાતી હતી. એટલે હવે લેશ માત્ર સંશય ન રહ્યો કે નતુનભાઇને ખેંચી લઇ જઇ વરૂઓ જ્યાં એમનું ભોજન કરતાં હશે ત્યાં જ તેની આસપાસ ઊભાં ઊભાં એ કૂતરાં હજીયે ચીસો પાડયા કરે છે.

એકદમ ઇન્દ્ર ટટાર ઊભો થઈ જઈ બોલ્યો:

'હું જાઉં છું.'

મેં ભયથી તેનો હાથ પકડી લીધો: 'ગાંડો થયો કંઈ, ભાઈ?'

ઇન્દ્રે તેનો જવાબ દીધો નહિ. હોડીમાં પાછા જઈ વાંસ ઉપાડી લઈ તેણે ખભે નાખ્યો. એક મોટો છરો ગજવામાંથી કાઢી ડાબા હાથમાં લઈ તે બોલ્યો: 'તું રહે, શ્રીકાન્ત! હું ન આવું તો ઘેર પાછો જઈ સૌને ખબર આપજે. હું જાઉં છું.'

તેનું મોં તદ્દન ફિક્કું હતું, પરંતુ આંખો ચમકવા લાગી! હું તેને ઓળખતો હતો. આ તેના ખોટા જૂઠા ઉછાળા નહોતા કે બે હાથ પકડી બે

ભયના શબ્દો કહેવાથી તેનો મિથ્યા દંભ શૂન્યમાં મળી જાય. મને ખાતરી હતી કે કોઈ રીતે તેને પાછો વાળી શકાશે નહિ. એ જવાનો જ. ભયને જે કદી ઓળખતો જ નથી, તેને હુંયે શું કરીને, શું કહીને વારું !

જ્યારે એ જવા માંડયો ત્યારે મારાથી રહેવાયું નહિ. હું પણ જે આવ્યું તે હાથમાં ઉપાડી લઈ તેની પાછળ જવા તૈયાર થઈ ગયો.

આ વખતે ઇન્દ્રે મોં ફેરવી મારો એક હાથ પકડી લીધો; ને બોલ્યો: 'તું કાંઈ ગાંડો થયો, શ્રીકાન્ત! તારો શો વાંક છે? તું શું કરવા જાય?'

એનો કંઠસ્વર સાંભળી એક પળમાં મારી આંખો ઊભરાઈ આવી. જેમ તેમ તે છુપાવી હું બોલ્યો: 'વાંક તારો પણ શો છે, ઇન્દ્ર? તું પણ શું કરવા જાય?'

જવાબમાં ઇન્દ્રે મારા હાથમાંનો વાંસ ખૂંચવી લઈ હોડીમાં છૂટો ફેંકી દઈ કહ્યું: 'મારો પણ વાંક નથી, ભાઈ! મને પણ નતુનભાઈને પાછા આણ-વાનું મન નથી. પણ, એકલો પાછોયે નહિ જઇ શકું, મારે જવું જ જોઈએ.'

પરંતુ, મારેયે જવું જોઈએ. કારણકે પહેલાં હું એકવાર કહી ગયો છું કે હું પોતે પણ છેક

બીકણ નહોતો. એટલે વાંસ ફરીથી લઈ આવી હું ઊભો રહ્યો અને વધુ વિતંડાવાદ કર્યા વગર બંને જણે ધીરે ધીરે આગળ વધવા માંડ્યું.

ઈન્દ્ર બોલ્યોઃ 'રેતી ઉપર દોડાય એવું નથી, ખબરદાર! એ કોશીશ કરતો નહિ. નહિ તો પાણીમાં જઈને પડીશ.'

સામે એક રેતીનો ટેકરો હતો. તે ઓળંગતાં જ જણાયું કે ત્યાંથી કેટલેક દૂર નદીના કિનારાની લગોલગ ઊભાં ઊભાં પાંચ સાત કૂતરાં જોરથી ભસી રહ્યાં હતાં. દૂરદૂર સુધી નજર કરી જોઈ, પણ આ કૂતરાંના ટોળા સિવાય, વાઘની વાત તો આઘી રહી પણ એક શિયાળ સરખુંયે દેખાયું નહિ. સાવચેતીથી થોડેક દૂર જતાં લાગ્યું, જાણે કૂતરાં કોઈ કાળી કાળી વસ્તુ પાણીમાં નાખી તેની ચોકી કરી રહ્યાં છે.

ઈન્દ્રે જોરથી હાક મારીઃ 'નતુનભાઈ!'

નતુનભાઈ ગળાબૂડ પાણીમાં ઊભા ઊભા ઘોઘરા અવાજે રડી પડ્યાઃ 'હું અહીં છું.'

બંને જણ હતું તેટલું જોર કરી દોડી ગયા. કૂતરાં બાજુએ ખસી ગયાં અને ઈન્દ્ર એકદમ પાણીમાં કૂદી પડી ગળા સુધી ડૂબેલા, બેભાન જેવા થઈ ગયેલા, પોતાના દરજીવાડાના મસિયાઈ ભાઈને કાંઠે ખેંચી લાવ્યા. તે વખતે પણ તેમના એક પગમાં

પેલો કીમતી પંપશૂ હતો, શરીરે ઓવરકોટ હતો, હાથમાં મોજાં હતાં, ગળે નેકટાઈ હતી, અને માથા પર ટોપી હતી;——એ બધું યે પાણીમાં ભીંજાઈ ફૂલીને ઢોલ જેવું થયું હતું.

આ ઘટના વિષે હું માનું છું કે; અમારા ગયા પછી તેમણે હાથથી તાળી દેતાં દેતાં 'હુન હુન પેયાલા' ચલાવ્યું હશે. ઘણું કરીને તેમના એ સંગીતથી જ આકર્ષાઈને ગામનાં કૂતરાં



પોતાના દરજીવાડાના મસિયાઈ ભાઈને કાંઠે ખેંચી લાવ્યો.

ટોળે મળી આવી પહોંચ્યાં હશે, અને આવું કદી નહિ સાંભળેલું એવું ગીત તથા કદી નહિ જોયેલા પોશાકના ઠાઠથી ભડકીને તેઓ આ મહામાન્ય વ્યક્તિની પાછળ પડચાં હશે.

આટલે આવ્યા પછીયે આત્મરક્ષાનો કોઈ ઉપાય શોધ્યો નહિ જડવાથી છેવટે તેમણે પાણીમાં પડતું મૂકયું હશે; અને આ ભયંકર ટાઢની રાતે બરફ જેવા ઠંડા પાણીમાં ગળા સુધી ડૂબેલા રહીને, અડધો કલાક થયાં, પૂર્વે કરેલાં પાપોનું તેઓ પ્રાયશ્ચિત્ત કરતા હશે. પરંતુ એ પ્રાયશ્ચિત્તનું ઘેન છોડાવીને તેમને સ્વસ્થ કરવામાં અમને એ રાત્રે ઓછી મહેનત નથી પડી.

પરંતુ સૌથી નવાઇ જેવું એ છે કે બાબુ સૂકી ભૂમિ પર આવતાં જ પહેલા જ આ શબ્દો બોલ્યા: 'મારો એક પંપશૂ ક્યાં?'

એ પણે પડ્યો છે એવા ખબર દેતાં જ, તેઓ બધું દુઃખ, બધી પીડા ભૂલી જઈને, તરત તે કબજે કરવા માટે ખડા થઈ ગયા. પછી કોટને માટે, નેક-ટાઇને માટે, મોજાં માટે, હાથમોજાં માટે, એકે એકે કરીને શોક પ્રદર્શિત કરવા લાગ્યા, અને તે રાત્રે જ્યાં સુધી અમે પાછા અમારા ઘાટ પર જઇ પહોંચ્યા નહિ, ત્યાં સુધી બધો વખત આ પ્રમાણે બોલી બોલીને અમારો માત્ર તિરસ્કાર જ કરતા રહ્યા.

'મૂરખાઓની પેઠે તમે મારો પોશાક શરીર પરથી એકદમ કાઢી નાખવા બેઠા શું કરવા? ન કાઢ્યો હોત તો આમ ધૂળમાં રગદોળાઇ તે ખરાબ થાત નહિ. તમે અણઘડ લોકો, તમે ખેતી કરી ખાઓ, આંખે કોઇ દહાડો આવું દેખ્યું હોય તો ને?'

આ પ્રમાણે તેઓ સતત ઠપકો સંભળાવતા જ રહ્યા. પહેલાં શરીરને પાણીનો એક છાંટો પણ લાગવા દેતાં તેઓ ભયથી વ્યાકુળ થઇ જતા હતા, હવે કપડાંના શોકમાં એ શરીરને પણ ભૂલી ગયા. મૂળ વસ્તુને ઉપલક્ષ પણ કેવી રીતે કેટલા બધા પ્રમાણમાં વટાવી જાય છે, એ આવા માણસોના સંબંધમાં આવ્યા વગર આટલું સમજાતું નથી.

રાતના બે વાગ્યા પછી અમારી હોડી ઘાટે પહોંચી. જેની દુર્ગંધથી કલકત્તાના બાબુ પહેલાં મૂર્ચ્છિત થઈ જતા હતા તે મારો ધાબળો ડિલ પર વીંટાળી, તેની જ સતત નિંદા કરતા, 'પગ લૂછતાં પણ કંપારી છૂટે,' એવું ફરી ફરીને સંભળાવતા સંભળાવતા તેઓ ઈન્દ્રનું અંગરખું પહેરી લઇને એ ઘાતમાંથી તો બચીને જીવતા ઘેર પહોંચ્યા. ગમે તેમ, પણ તેઓ કૃપા કરીને વાઘનો ભક્ષ થઈ જવાને બદલે સદેહે પાછા ફર્યા હતા, એ તેમની કૃપાના આનંદથી જ અમે પરિપૂર્ણ થઈ ગયા હતા. આટલા ઉપદ્રવ અને અત્યાચાર હસતે મોઢે સહન કરી, આજે હોડીની સફર પૂરી કરી આ અસહ્ય ઠંડીની રાત્રે માત્ર પહેરેલ લૂગડાંના આશરે થરથરતા થરથરતા અમે ઘેર પાછા આવ્યા.



# શ્રીકાન્ત

ભાગ ૧. ૨. ૩ અને ૪

[શરદબાબુની સર્વોત્તમ કૃતિ, જેનો કેટલીયે ભાષામાં અનુવાદ થઈ ચૂક્યો છે.]

**શરદબાબુની** આ એક અજોડ નવલકથા છે. વાંચતાં જરા ય કંટાળો ન આવે કે બગાસું ન આવે અને એકધારો રસ ટકી રહે. શ્રીકાન્તમાંની સ્નેહાળ અન્નદાદીદી, પતિને હરઘડી દબડાવતી ટગર, પુરુષને તમાચા ખેંચી કાઢનાર બર્મીઝ સ્ત્રી, અથવા માતા અને પત્ની બન્ને થવાની ભાવના સેવનાર રાજલક્ષ્મી— એ સૌ વિધવિધ માનસવાળાં સ્ત્રીહૃદયના પરિચયો છે. અને તે પણ એક જાતના નહિ, બે જાતના નહિ, પણ આપણી આસપાસ આપણે જે જોઈએ છીએ તેમાંનાં જ. શરદબાબુએ એવાં હૃદયને સજીવન કર્યાં છે.

**આખા સેટના સાત રૂપિયા**

**પોસ્ટેજ માફ**

લખો

[illegible]

[illegible]



# ગૂર્જર બાલ ગ્રંથાવલિ

**વાર્ષિક લવાજમ ત્રણ રૂપિયા**

કાચું પૂંઠું

| | | | | |
|---|---|---|---|---|
| કીર્તિકથાઓ (ત્રીજી આવૃત્તિ) | ૦-૨-૬ | ગણિતગમ્મત | (ત્રીજી) | ૦-૨-૬ |
| હીરામોતી (ત્રીજી આવૃત્તિ) | ૦-૩-૦ | હસતું મોં | ,, | ૦-૩-૦ |
| બુલબુલ ,, | ૦-૨-૬ | પ્રાણીવર્ણન | (બીજી) | ૦-૪-૦ |
| ટન ટન ટન ,, | ૦-૨-૬ | બાળકોની રમતો | ,, | ૦-૩-૦ |
| ક્યારે સમજીશું? ,, | ૦-૩-૦ | ધરતીકંપ | ,, | ૦-૩-૦ |
| નીતિકથાઓ (ટોલ્સ્ટોય) | ૦-૩-૦ | ચાર સુંદર સંવાદો | ,, | ૦-૩-૦ |
| વરતો અને ઉખાણાં (બીજી) | ૦-૨-૬ | જાપાનનો જ્વાળામુખી | | ૦-૩-૦ |
| વેરાયલાં ફૂલ ,, | ૦-૩-૦ | ચાંદોસૂરજ | ,, | ૦-૪-૦ |
| રઝળતો રાજહંસ ,, | ૦-૩-૦ | જંગલમાં રખડતાં | ,, | ૦-૪-૦ |
| પ્રશ્નપેટી ,, | ૦-૩-૦ | જ્ઞાનગંગા | ,, | ૦-૩-૦ |

પાકું પૂંઠું

| | | | |
|---|---|---|---|
| અંતરનાં અજવાળાં | ૦-૫-૦ | વિજ્ઞાનવિનોદ | ૦-૫-૦ |
| કૂતરાની કહાણી | ૦-૮-૦ | નાનકડી વાતો | ૦-૬-૦ |
| ગરવી ગુજરાત | ૦-૭-૦ | કથાગીતો | ૦-૬-૦ |
| જગતના જંગલમાંથી | ૦-૫-૦ | વાનરપુરાણ | ૦-૬-૦ |
| કીર્તિમંદિર | ૦-૬-૦ | જનપદ (ભેટ) | ૦-૧૨-૦ |
| વાઘની બોડમાં | ૦-૬-૦ | | |

કપડે બાંધ્યું

| | | | |
|---|---|---|---|
| ચાંદની | ૦-૪-૦ | રમકડાં | ૦-૬-૦ |
| શિકારકથાઓ | ૦-૮-૦ | ભવ્ય જગત | ૦-૧૦-૦ |

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય · ગાંધી રસ્તો · અમદાવાદ